ગૂજરાત વિદ્યાપીઠ પાઠ્ય પુસ્તક ૨૨ મું

# સંક્ષિપ્ત કરણઘેલો



પ્રકાશક
ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

ગુજરાત વિદ્યાપીઠ પાઠ્ય પુસ્તક ૨૨ મું

# સંક્ષિપ્ત કરણઘેલો

(લેખકના ટૂંકા જીવનપરિચય સાથે)


રા. બા. નંદશંકર તુળજાશંકર

સંક્ષેપ કરાવનાર

રાષ્ટ્રીય વિદ્યામંદિર, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી.





પ્રકાશક

ગુજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

કિંમત બાર આના

પ્રકાશક –
કિશોરલાલ ઘ. મશરૂવાળા
મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ



સંવત ૧૯૭૯
પ્રત ૩૦૦૦

મુદ્રક—
રામદાસ મો. ગાંધી
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ

# વિજ્ઞાપન

'સંક્ષિપ્ત કરણઘેલો' સત્યાગ્રહાશ્રમના રાષ્ટ્રીય વિદ્યામંદિરે પોતાને માટે તૈયાર કરાવ્યો હતો, અને એવા સંક્ષેપની બહાર પણ માગણી છે એમ જાણી પુસ્તક સમિતિએ બીજા જેઠ સુદ ૩ સંવત ૧૯૭૯ ને દિવસે પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું હતું. (કાર્ય પત્યું)

કોઈ વાર વાકયોને ટુંકાવવા માટે જરાતરા ફેરફાર કરવાની જરૂર પડી હશે તેટલી બાદ કરતાં સંક્ષેપ કરવામાં મૂળ લેખકની ભાષા જેવી ને તેવી જ રાખી છે. જે વિષયોમાં વિદ્યાર્થીને પ્રવેશ કરાવવાની જરૂર નથી, તેવો ભાગ કાઢી નાંખ્યો છે; અને એક વર્ષમાં આખું પુસ્તક વાચન માટે ચાલી શકે એટલું કદ રાખવા પ્રયત્ન કર્યો છે; વિદ્યાર્થીને લેખકનો ટુંકો જીવનપરિચય પણ સાથે કરાવ્યો છે; પણ એમનું સમગ્ર જીવન જાણવા માટે શ્રી વિનાયક નંદશંકર મહેતાનું 'નંદશંકર જીવન ચિત્ર' (ગુજરાતી પ્રેસ, મુંબાઈ) વાંચવા ભલામણ છે.

મિતિ
ગાંધી જયન્તિ
૧૯૭૯

સંક્ષેપકાર

# લેખકનું જીવન

આ પુસ્તકના લેખક રાવબહાદુર નંદશંકરનો જન્મ સુરતમાં સંવત ૧૮૯૧ના ચૈત્ર વદ ૪ ને દિવસે થયો હતો. એમના પિતાનું નામ તુળજાશંકર અને માતાનું નામ ગંગાલક્ષ્મી, જાતે નાગર બ્રાહ્મણ. તુળજાશંકર જકાતખાતામાં નોકર હતા. પાંચ રૂપીઆના પગારથી નોકરી શરૂ કરી મરણ સમયે પંદર રૂપીઆના દરજ્જા સુધી પહોંચેલા, પણ તે સમયમાં રહેણી બહુ સસ્તી એથી એટલો પગાર કમાનાર માણસ મધ્યમ સ્થિતિનો ગણાતો. તુળજાશંકર ન્યાતમાં પ્રામાણિક. ગરીબ, નિરભિમાની, સાદા, સીધા, નિખાલસ, અને ટોળિયા સ્વભાવના ગણાતા. સુરતીનો ખાવાપીવાનો શોખ એમનામાં મૂર્ત્તિમંત ઉતરેલો. એક વાર એમની બદલી સુરતથી બગવાડે થઈ. સુરતમાં તે વખતે લસરા ચાલતી હતી. બગવાડાની હવા બહુ ખરાબ ગણાતી. એમ કહેવત હતી કે.

બગવાડે જીવે અડધોજી, પણ માંડવીમાં મરે પૂરોજી.

તુળજાશંકરનો પગાર તો આ બદલીથી બે રૂપીઆ વધ્યો હતો, પણ ન્યાતનાં જમણ ખોવાં પડે એ એમને જરાએ ગમ્યું નહીં. બદલી કરાવવા ખટપટ કરી તે ફોગટ ગઈ. તેથી એક દિવસે હળદરથી શરીર પર પીળાશ આણી, મીઠાનાં પાણી પી ઉલટીઓ કરી ડૉક્ટર પાસે ગયા. ડૉક્ટર સાહેબે જાણ્યું કે આ તો 'કમળો' થયો છે; તુરત બે મહિનાની રજા આપવા સરકારને ભલામણ કરી. તુળજાભાઇ સુરત પધાર્યા ને ખૂબ મિષ્ટાન્ન ખાઇ તાજાતાતા થઈ નોકરી પર પાછા સિધાવ્યા.

નંદશંકરની માતા ઘરઘેલાં, ઘરરખુ હતાં. પિયર પૈસાદાર હતું, પણ પોતે સાસરાની ગરીબી જ સ્વીકારેલી. આખો દિવસ કામ ને કામ. શરીર કસાયલું અને મજબૂત. 'ગંગાલક્ષ્મી ધીરાં ને તબિયત શાણી; નર્યું જાણે પોષ માસનું પાણી'

નંદશંકરનું મોસાળ સુરત નજીક ઓરપાડ ગામમાં હતું. નંદશંકર એમના માતામહ જોડે ત્યાં બહુ ફરેલા. સૃષ્ટિસૌંદર્ય ઉપર પ્રેમ અને તેનું બારીક નિરીક્ષણ એ ત્યારથી એમના ચિત્તમાં ચોંટેલું.

એમની બાલ્યાવસ્થામાં સુરતની સ્થિતિ બહુ દીન થઈ ગઈ હતી. વેપાર ધંધો મુંબાઇએ છીનવી લીધો હતો; પણ વેપારની જાહોજલાલીને અને અધમ દશાએ પહોંચેલા નવાબોના ઠાઠમાઠને પરિણામે પ્રજામાં જે લ્હેરીપણું પેસી ગયું હતું, તે હજુ કાયમ જ હતું. મિષ્ટાન્નો ફેડાવવાં, નાચરંગ કરાવવાં, નાટક–ચેટક જોવાં અને ઉજાણીઓ ઉજવવી, એ જ સુરતીલાલાઓનો ધંધો. એને પરિણામે તેઓ દેવામાં તરબોળ થઇ ગયા હતા, અને મિથ્યાભિમાનમાં ખોટી મોટપ ધારણ કરી રહ્યા હતા.

જાણે સુરતના સર્વે રોગોનું નિકંદન કરવાને એક તક આપવાની ઇશ્વરની ઇચ્છા હોયને શું, તેમ નંદશંકરના જન્મના અરસામાં બીજી પણ મહાન વ્યકિતઓએ સુરતમાં જન્મ લીધો હતો. કવિ નર્મદાશંકર અને આપણા નંદશંકર બન્નેનો જન્મ ઇ. સ. ૧૮૩૪ માં થયો. નવલરામનો ઇ. સ. ૧૮૩૬ માં, મંછારામ ઘેલાભાઇનો ઇ. સ. ૧૮૩૭માં

અને જેવચરામનો પણ એજ અરસામાં. આ પૈકી પહેલા ત્રણે આખા ગુજરાતની સેવા કરી યશ મેળવ્યો છે.

એક બાજુથી આ રીતે ઇશ્વરે પ્રતિભાશાળી પુરુષોને સુરતમાં મોકલી દીધા. બીજી બાજુથી એમનું કાર્ય સુતરૂં થાય માટે સુરતની અશુદ્ધિ કાઢી નાખવાનું શરૂ કર્યું. ઇ. સ. ૧૮૩૭ માં સુરતમાં એક ભયંકર આગ લાગી. સોમવારની સાંજથી તે બુધવારની સવાર સુધી આ આગે સુરતનો નાશ કર્યો. કરણ ઘેલામાં બાગલાણુની આગનું જે વર્ણન આવે છે તે સુરતની આગને બરાબર લાગુ પડે છે. સુરતનાં પાપની ભસ્મ પણ રહી ન જાય માટે આગ પછી તરત જ એક મોટી રેલ આવી અને આખા સુરતને ધોઇ ગઇ. ખાલી ખીસે મોટાઇ રાખવા-વાળાનો મદ પણ ઉતરી ગયો, તો પછી સામાન્ય વર્ગનું તો પૂછવું જ શું? આ બનાવો પછી સુરત ઝપાટાબંધ ખાલી થવા લાગ્યું. વેપારધંધો તો આગળથી જ ભાંગ્યો હતો; વસ્તીનો મોટો ભાગ મુંબાઇમાં ઘર કરવા ગયો. સુરતને ભોગે મુંબાઇ વધી ગયું.

દશ વર્ષની વય થતાં સુધી નંદશંકર એક ગુજરાતી શાળામાં શીખ્યા. તે વખતે ગુજરાતી શાળામાં ગણિત ઉપર બહુ ધ્યાન અપાતું. મૅટ્રિક્યુલેશનથી ઉંચુ ગણિત ગુજરાતી ભાષા દ્વારા શીખવાતું. ભૂમિતિ શીખવા અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક ન હતું. નામું અને અક્ષર તો પાકાં જ થવાં જોઇએ એવો આગ્રહ રહેતો. માતૃભાષા દ્વારા જ શિક્ષણ આપવામાં આવે તો બાળકનો કેટલો અમૂલ્ય કાળ બચી શકે, તેનું આ સમયની શાળાઓ ઉત્તમ દૃષ્ટાંત છે.

દશ વર્ષની ઉમરે નંદશંકરને અંગ્રેજી શાળામાં બેસાડ્યા. જેમ ગુજરાતી શાળામાં માતૃભાષા દ્વારા શિક્ષણ મેળવવાનો લાભ હતો તેમ અંગ્રેજી શાળામાં અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવા અંગ્રેજ શિક્ષક મેળવવાનો લાભ તે વખતે સહજ હતો. નંદશંકરનું ઘણુંખરૂં અંગ્રેજી શિક્ષણ અંગ્રેજને હાથતળે જ થયું. આ કારણથી નંદશંકર મૅટ્રિક્યુલેટ ન હોવા છતાં મુખ્ય અંગ્રેજ કવિઓ અને લેખકોનાં પુસ્તકો એમણે વાંચેલાં અને સમજેલાં. એમના સમયમાં ઇતિહાસને સાહિત્યથી છુટું પાડવામાં આવતું નહીં, જેથી કરીને મહાન ઐતિહાસિક ગ્રંથો જ વિદ્યાર્થીઓ વાંચતા, ને સાથેસાથે સાહિત્યના જ્ઞાનમાં વધારો કરતા. વળી તે સમયમાં સારા લેખકોનાં પુસ્તકો મોઢે કરવાનો બહુ રિવાજ હતો. નંદશંકર કહે છે કે અંગ્રેજી કવિતાની સેંકડો લીટીઓ એમણે કંઠસ્થ કરેલી. સ્વર્ગવાસી ગોખલેની પણ એ જ કથા છે. સાહિત્યમાં ઉત્તમ વચનોને મોઢે કરવાના કેટલાક ફાયદા છે. એમ મોઢે કરવામાં બાળપણમાં આનંદ નથી જણાતો, કારણકે તે વખતે એ સાહિત્ય પૂરૂં સમજાયું હોતું નથી. પણ સંગ્રહ કરી રાખેલા દાણાની માફક મોટી ઉમરે એ સ્મૃતિવચનો બહુ આનંદદાયક છે. તે છતાં કેવળ નીરસપણે મોઢે કરવું પડે એ તો ખોટું જ છે. તેમ પરીક્ષા પસાર કરવા ગમે તે ભરડવું પડે એ પણ ખોટું છે.

શિક્ષણ પૂરૂં થયા પછી તરતજ (અઢાર વર્ષની ઉમરે) નંદશંકરે શાળાખાતામાં નોકરી લીધી. બે વરસ કારકુની કર્યા પછી સુરતની જે શાળામાં એ ભણ્યા હતા ત્યાં જ શિક્ષક

થયા, અને પાછળથી મુખ્ય શિક્ષક પણ નીમાયા. આ પ્રમાણે પંદર વર્ષ સુધી શિક્ષણનું કામ કર્યું. એમના હાથ તળે શીખેલાઓમાંથી ઘણા વિદ્યાર્થીઓ પાછળથી જાણીતા માણસ થયા. બહુ વર્ષ શિક્ષક રહેલા એટલે સુરતમાં એ 'માસ્તર' ને નામે જ ઓળખાતા. વિદ્યાર્થીઓ એમને બહુ પ્રેમથી ચાહતા અને એ વિદ્યાર્થીઓ માટે પોતાનો 'આત્મા રેડી દેતા.' પ્રાતઃકાળથી ભોજન સમય પર્યંત ઘણા ગરીબ વિદ્યાર્થીઓ એમની પાસે આવતા, અને પોતે તેમને તનમનથી મદદ કરતા. સંસારસુધારા વિષે તેમના વિચાર આગળ પડતા હતા; તો પણ જૂના વિચારવાળાની પણ એમનામાં એટલી શ્રદ્ધા હતી કે તમને ઘેર પોતાના છોકરાઓને મોકલતાં આંચકો ખાતા નહિ. એક જણ કહેતો કે "એ તો સુધારા રૂપી ઉકરડાનું રતન છે! રતન ત્યાં પડયું તેથી શું તેનો ગુણ ખોવાનું હતું?" શિક્ષણમાં એમને ગણિતનો વિષય બહુ પ્રિય હતો. ત્રિકોણમિતિનું ભાષાંતર એમણે કર્યું હતું. વાનપ્રસ્થ થયા પછી એમની આંખો નબળી પડી ગઈ હતી તેથી ઝાઝું લખીવાંચી શકાતું નહીં. ત્યારે પોતાનો સમય આનંદમાં ગાળવા માટે એ પત્થરપાટી અને લેખણ લઈને બેસતા અને ગણિતના અઘરા દાખલાઓ ગણ્યા કરતા.

શિક્ષણખાતામાં હતા તે સમયમાં એમણે સંસારસુધારા વિષે પણ લેખો લખી તથા ભાષણો કરી સુરતમાં સારૂં કામ કર્યું હતું. સુરતમાં આ વખતે સુધારાનો ફૂવારો છુટયો હતો. આજમ દુર્ગાદાસ મહેતાજી ગલીએ ગલીએ સુધારા વિષે ભાષણો આપતા હતા. નંદશંકર એમને મદદ કરતા. નર્મદાશંકરનું તો આ સમયમાં સુધારામાં જ

સર્વસ્વ સમાયું હતું. નવલરામ અને મલબારી પણ એ જ પંથના. મહિપતરામ તો જહાલ સુધારક કહેવાય; તેમ અંબારામ ઘેલાભાઈ નરમ પક્ષના સુધારક ગણાય. આ સમયની કવિતાઓ, નાટકો, નિબંધો સર્વેનું સાધ્ય સુધારો હતું. એ કવિતાઓ અને નાટકો વાંચતાં આપણને આજે એમ લાગે કે નિબંધોને પદ્ય અને નાટકમય બનાવવું કેમ ગમ્યું હશે? પણ એ સમયમાં સુધારામાં વિચારશીલ માણસો એટલા તલ્લીન થયા હતા કે એમને સુધારાનો વિષય જ્યાં અને જેવી રીતે—સ્થાને અસ્થાને—ચર્ચ્યો હોય તો એ સારો લાગતો.

આ જમાનાના સુધારકોની ખાસીઅત કહીએ તો પહેલું તો 'બુદ્ધિવાદ' નું પ્રાબલ્ય. બુદ્ધિથી જે સમજી શકાય તેટલું જ માનવું તે બુદ્ધિવાદ. બુદ્ધિએ જે સ્વીકાર્યું તેને સિદ્ધ કરવાનો આગ્રહ એ બીજું લક્ષણ. એમાં પછી કોઇ પણ જાતની અડચણોથી પાછા પડવું નહીં. 'ઝંપલાવો—ઝુકાવો' એ જ એમનું સૂત્ર. 'સાહસ કરો' એ જ એમની શિક્ષા. જે કરવું તે આજે જ થઈ જવું જોઇએ, એ અધિરાઈ. આ સૂત્રો નંદશંકરને પણ માન્ય હોવાં છતાં તે નર્મદાશંકર અને મહિપતરામ કરતાં વધારે ગંભીર પ્રકૃતિના હોવાથી એમનામાં પહેલા બેના જેવું ઉતાવળીયાપણું કે અવિચારીપણું દેખાતું નહીં.

ઈ. સ. ૧૮૬૭માં સર થિયોડોર હોપ સુરતના કલેકટર થઇને આવ્યા. આ ગૃહસ્થ ગુજરાતી ભાષાના હિતચિંતક હતા. એમણે એમની અમલદારી દરમ્યાન ગુજરાતી ભાષાને ખીલવવા સારો પ્રયાસ કર્યો. થોડાં વર્ષ પહેલાં જે વાચનમાળા ગુજરાતી શાળાઓમાં ચાલતી તે

એમના નામથી જ ઓળખાતી. પણ એમણે એક ભૂલ કરી. એમના ઉપર નંદશંકરની તીવ્ર બુદ્ધિ, લોકદાઝ અને સ્પષ્ટ વકતૃત્વથી ઘણી સારી અસર થઈ. એમને એમ લાગ્યું કે શિક્ષણખાતામાં નંદશંકર પડી રહેશે તો એમનું બુદ્ધિ-કુસુમ જંગલમાં જ કરમાઈ જશે. તથી એણે નંદશંકરને મુલ્કીખાતામાં દાખલ થવા નોતર્યાં; 'ત્યાંથી થોડા સમયમાં કાર્યકારીપણું અને પ્રામાણિકપણું તને મહાન રાજ્યકારભારી બનાવશે' એમ આશા દેખાડી. હોપ સાહેબે બતાવેલી આશા તો સફળ થઈ, પણ ગુજરાતે એક શિક્ષકને ખોયો.

મુલ્કીખાતામાં નંદશંકર પોતાની હોંશિયારી દેખાડ્યા વિના રહ્યા નહીં. ઝપાટાબંધ એમનો દરજ્જો વધતો જ ગયો. છેવટે કચ્છના દિવાન થવાનું પણ એમને માન મળ્યું. સર્વ ઠેકાણે એ રાજમાન્ય અને લોકમાન્ય થયા. એમણે પોતાના નિષ્કપટ, પ્રામાણિક વર્તનથી અને લોકપ્રેમથી સિદ્ધ કર્યું કે પક્ષો પાડી રાજ્યકારભાર કરવાની જરૂર નથી, અને રાજ્યકારભારમાં છળ—કપટની પણ જરૂર નથી. વાનપ્રસ્થ થતાં સુધી એમણે રાજ્યકારભાર કર્યો. એ નોકરી દરમ્યાન એમને રાવબહાદુરનો ખેતાબ મળ્યો.

'કરણ ઘેલો' એ નંદશંકરની ચિરંજીવ કૃતિ છે. જો કે નંદશંકરનો સાહિત્યને જાણવાજેવો ફાળો માત્ર આટલું જ પુસ્તક છે, તોપણ એટલાથીએ એમણે ગુર્જર સાહિત્યમાં કાયમનું સ્થાન મેળવ્યું છે. જ્યાં સુધી ગુજરાતી ભાષા શાળામાં શીખવાશે, ત્યાં સુધી કરણઘેલો વંચાશે. વળી કરણઘેલો એ ગુજરાતી ભાષાની પહેલી નવલકથા છે. આજની નવલકથાઓની શૈલીમાં અને કરણઘેલાની શૈલીમાં ઘણો

ફરક છે, એ ખરૂં; કરણઘેલાની ભાષામાં દોષો પણ છે, એમાં અંગ્રેજીની ચોખ્ખી અસર છે, સંવાદોની ન્યૂનતા અને નીરસતા પણ આવી જાય છે, પણ તોયે એ રસહીન થતી નથી. નંદશંકર-ની વર્ણનશક્તિ તો અદ્‌ભુત છે. જે વસ્તુનું એ વર્ણન કરે છે તે આપણી આંખ આગળ તરવા માંડે છે; પાટણમાં દશેરાની સવારી, અલ્લાઉદ્દીનની કાકીની ગાંડપણની સ્થિતિ, પાટણનું યુદ્ધ, બાગલાણની આગ—એ સર્વે વર્ણનો એકસરખાં રસ-પૂર્ણ છે. કોઈ કોઇ ઠેકાણે નરમ અને ઠાવકો વિનોદ પણ નજરે પડે છે. આ પુસ્તકમાં એવો વિનોદવાળો ભાગ કેટલોક ઓછો કરી નાખ્યો છે, કેમકે એ રાખવા જતાં પુસ્તક બહુ મોટું થઇ જાય એમ હતું, અને વાત સમજવા એ ભાગની જરૂર ન હતી; પણ વિદ્યાર્થીએ મોટપણે એ પુસ્તક જરૂર વાંચવું.

વિદ્યાર્થીને કરણઘેલામાં એક રીતે બહુ નિરાશા લાગશે. દરેક વાર્તામાં વિદ્યાર્થીને ગમી જાય એવું એકાદ પાત્ર જોઇએ; કરણઘેલામાં એવું એક પણ પાત્ર નથી, કે જેના ચારિત્ર ઉપર વિદ્યાર્થી મોહી પડે. ગુણસુંદરીનું ચારિત્ર વિદ્યાર્થીને રુચે એવું છે, પણ તેની વાત તો શરૂ થાય છે અને ત્યાં જ પૂરી થાય છે. માધવની પહેલાં દયા આવે છે, પણ એ દેશદ્રોહી નીવડ્યો એટલે દયા કરતાં એના વિષેનો તિરસ્કાર વધી જાય છે. કરણઘેલાની પાછળથી દયા આવે છે, પણ એણે તો કર્યું તેવું પામ્યો, એટલે એ દયા આવવા છતાં એના ઉપર પ્રેમ ઉત્પન્ન થતો નથી. રૂપસુંદરી, કૌળારાણી અને દેવળદેવીને તો ચારિત્ર્યવાન ગણે જ કોણ? અલ્લાઉદ્દીન ખીલજી, મલેક કાપુર એ તો આપણી ગુજરાતના દુશ્મન; એમને માટે આદર કેવો? શંકરદેવ, ભીમદેવ ઠીક છે, પણ એ કાંઈ મુખ્ય પાત્રો નથી.

કરણ ઘેલો પહેલી વાર સરકારી ખર્ચે ઇ. સ. ૧૮૬૮ માં છપાયો હતો. એ લખવાની પ્રેરણા નંદશંકરને શિક્ષણ ખાતાના એક અધિકારી મી. રસલ તરફથી થઈ હતી. અંગ્રેજોનો પગ હિંદુસ્તાનમાં કાયમ થયો ત્યારે અંગ્રેજ અધિકારીઓને હિંદુસ્તાનની ભાષાઓ શીખવાની બહુ જરૂર હતી. તેને માટે યોગ્ય પુસ્તકો નહોતાં; માટે જુદી જુદી ભાષામાં સરકાર પુસ્તકો લખાવતી. હિંદી અને ઉર્દૂમાં આ રીતે 'તોતા કહાણી' જેવાં પુસ્તકો તૈયાર થયાં, ગુજરાતીમાં નીકળ્યું તે આ પુસ્તક. આ પુસ્તક આગળ 'તોતા કહાણી' જેવાં પુસ્તકોની તો કાંઈ કિંમત જ નથી.

નંદશંકર પંચાવન વર્ષની વયે વાનપ્રસ્થ થયા અને પોતાનો નિવૃત્તિકાળ સુરતમાં ગાળ્યો. ત્યાર પછી એ લગભગ પંદર વર્ષ રહ્યા. પણ એમની આંખની નિર્બળતાને લીધે કાંઈ સાહિત્યસેવા કરી શક્યા નહીં. સંવત ૧૯૬૧ના અરસામાં તેમનો દેહ પડ્યો.

નંદશંકર સ્વભાવે એક શિક્ષક થવાને પૂર્ણ રીતે યોગ્ય હતા. લપ્પન છપ્પન કોઇ જાતની મળે નહીં; સાદાઈ અતિશય; નિરભિમાનતા બાળક જેવી; કોઇ જાતનો દંભ કે ડોળ નહીં, બાળકો પર પ્રેમ પુષ્કળ; શીખવવાનો રસ; પોતાનું કામ પોતે જ કરી લેવાનો આગ્રહ અને કામનું આળસ નહીં, ઠાવકી મશ્કરીથી એમનો સહવાસ આનંદદાયક થતો. આ ગુણોથી તે પોતાના સમયને શોભાવી ગયા.

**સંક્ષેપકાર**

# અનુક્રમણિકા

# સંક્ષિપ્ત કરણઘેલો

---

## પ્રકરણ ૧ લું

---

### દશેરાની સવારી

૧. એક ભાટના કવિત ઉપરથી જણાય છે કે ગુજરાત એટલે ગુર્જર દેશમાં સંવત ૮૦૨ એટલે ઈસ્વી સન ૭૪૬ના વર્ષમાં એક શહેર સ્થાપવામાં આવ્યું હતું. મહા વદ સાતમને શનિવારે પાછલા પહોરના ત્રણ વાગતે વનરાજનો હુકમ જાહેર થયો. જ્યોતિષ વિદ્યામાં ઘણા પ્રવીણ એવા જૈન માર્ગના જોશીઓને બોલાવીને પ્રશ્ન કીધો, તે વખતે તેઓએ એ શહેરના જન્માક્ષર તપાસીને પ્રગટ કીધું કે ઈસ્વી સન ૧૨૯૭માં તે નગરનો નાશ થશે. આ નવા શહેરનું નામ **અણહિલપુર પાટણ** પાડ્યું. હમણાં તે પાટણ અથવા કડી પાટણ એ નામથી ઓળખાય છે. પાટણ શહેરને હમણાં જ્યારે જોઈએ છીએ ત્યારે ત્યાં આગળ પૂર્વે એક મોટું તથા આબાદ શહેર હતું, એવી ઘણી જ થોડી નિશાનીઓ માલમ પડે છે. શહેરના કોટની આસપાસ ઉંડું ખોદતાં કોતરેલા આરસના પત્થર નીકળે છે. વળી ત્યાંના રજપૂત રાજાઓએ વાવ, કુવા, તળાવ, દહેરાં વગેરે બાંધેલાં, તેઓમાંનાં થોડાંએક બચેલાં છે

તેઓ ભાંગીતુટી અવસ્થામાં હમણાં નજરે પડે છે; તોપણ એ તો નિશ્ચય કે એ શહેર આજથી ૭૦૦ વર્ષ ઉપર એક મોટા રાજાની રાજધાની હતું.

૨. આ શહેરમાં ઇસ્વી સન ૧૨૯૬ અથવા સંવત ૧૩૫૨ના આશ્વિન શુદ ૧૦ એટલે દશેરાની સવારે રાજાના દરબાર આગળ ભારે ગડબડ થઇ રહી હતી. ઘોડાવાળાઓ (રાવતો) દશેરાની સવારીને માટે ઘોડાને સાફ કરવામાં તથા તેને શણગારવામાં, મહાવતો હાથીને તે પ્રમાણે કરવામાં તેમજ રાજાના બીજા નોકરો રથ તૈયાર કરવામાં કામે વળગી ગયા હતા. ખવાસ, ગોલા, રાજાના ભાંડ, મલ્લ વગેરે લોકો પોતાનાં વાહનને માટે મોટી ફિકરમાં દેખાતા હતા. તે દહાડાને વાસ્તે સારાં લુગડાં. તૈયાર કરાવવાને વાસ્તે દરજીને ત્યાં દોડાદોડ થઇ રહી હતી. શહેરના સઘળા દરજી, ધોબી તથા મોચી તે દહાડાની આગલી રાત્રે જરા પણ સુતા ન હતા; તેમની સાથે તેમના કેટલાએક અધીરા ગ્રાહકો પણ જાગરણ કરવા લાગ્યા હતા; તેટલું છતાં પણ સવારે તેઓની દુકાને એટલી તો ભીડ થઇ રહી હતી કે કોઈ છુંદાઈ ન ગયું એ આશ્ચર્યકારક હતું. શહેરમાં ચોમાસાના વરસાદનું પાણી બહાર જવાને મોરીઓ છુટી મુકી હતી તે સઘળી લોકોએ તે સવારે બંધ કરી દીધી હતી, તેથી તે રસ્તો આરસી જેવો સાફ થઇ ગયો હતો. તે ઉપર પાટણની સુંદરીઓ નાના પ્રકારના રંગ લઇને હાથવડે તથા લાકડાનાં બીબાં વડે રમણિક સાથિયા પુરતી હતી, અને કોનો સાથિયો સારો પુરાય છે તે બાબે માંહોમાંહે સ્પર્ધા કરતી હતી. શહેરમાં સઘળે ઉત્સવ થઇ રહ્યો

હતો, અને પૂર આનંદમાં સ્ત્રીઓ સારાં લુગડાં, ઘરેણાં પહેરીને મ્હાલતી હતી, અને વખતે વખતે તેઓના હૈયામાંથી હર્ષ ઉભરાઈ જતો હોય એમ તેઓના ગીત ગાવાથી જણાઈ આવતું હતું. સઘળી નિશાળોમાં છુટ્ટી હતી તેથી છોકરાંઓનાં મ્હોં આનંદથી ભરપૂર હતાં, અને આણીગમ તેણીગમ દોડીને, કુદીને અને એવું બીજું નાના પ્રકારનું તોફાન કરીને તેઓ હર્ષને બહાર જવાનો રસ્તો આપતાં હતાં. જે ચૌટામાંથી સવારી જવાની હતી તે ચૌટામાંના દુકાનદારો સવારી જોવા આવનાર લોકો તેઓની દુકાનના ઓટલા ઉપર બેસવાનું ભાડું આપશે એ ઉમેદથી ઘણા ખુશીમાં હતા. મીઠાઈવાળા, માળી, રમકડાંવાળા, ખાવાનું વેચવાવાળા અને અને બીજા કેટલાકોને તે દહાડે સારો વકરો થવાનો તેથી તેઓ પણ ઘણા જોશભેર ચાલતા હતા. છેલ્લે જેઓ નવ દહાડા ફળાહાર અને અપવાસ કરીને રહેલા હતા, અને જેઓ તે સવારે ચીમળાયલા તથા ભૂખ્યા વરૂના જેવા બેઠા હતા તેઓ પણ આજે પારણાનું મિષ્ટાન્ન મળશે એ જ વિચારથી ઘણા આનંદભેર દેખાતા હતા.

૩. તે દિવસે સૂર્યોદયની તૈયારી થતાં જ રાજમહેલમાં ચોઘડીયાં વાગ્યાં, નોબત ગડગડવા લાગી તથા શંખનાદ થયો એટલે કરણ રાજાએ શય્યાથી ઉઠી પોતાના વહાલા ઘોડાને બહાર કઢાવી થોડોએક ફેરવ્યો. પછી દાતણ કરી સ્નાન કીધું; અને પોતાના ઇષ્ટદેવ શિવની પૂજા ઘણાએક બ્રાહ્મણોની સમક્ષ કીધી. પછી બ્રાહ્મણો વેદના મંત્રો ભણ્યા. તેમને રાજાએ ધારા પ્રમાણે દક્ષિણા આપી. બહાર જે હજારો ગરીબ ભૂખે મરતા ભીખારીઓ એકઠા

થયા હતા તેઓને અનાજ આપવાનો હુકમ કીધો. એ કામ થઇ રહ્યા પછી લુગડાં, ઘરેણાં પહેરીને પોતે દરબારમાં જવા નીકળ્યો.

૪. જે વિશાળ ઓરડામાં દરબાર ભરાયો હતો તે ઘણો જ લાંબો, પહોળો તથા શોભાયમાન હતો. તેમાં સ્ફટિકના કીર્તિસ્તંભો હતા. ભોંય ઉપર મોટી ગાદી પાથરેલી હતી, અને તેના ઉપર સફેદ ચાદર બીછાવેલી હતી. બાજુઓ ઉપર તકીયા મુકેલા હતા અને જે બાજુ તરફ રાજગાદી હતી તે તરફ રાજાના કામદારોને માટે તેઓના જુદા જુદા હોદ્દા પ્રમાણે વધારે અથવા ઓછી ઉંચાઇની બેઠકો બનાવેલી હતી. રાજાની ગાદી સઘળાથી ઉંચી હતી; તે કિનખાબની બનાવેલી હતી, તથા તે ઉપરની ચાદર બંગાળાની ઉંચામાં ઉંચી તથા મોંઘામાં મોંઘી મલમલની હતી; તકીયો પણ તેવો જ બનાવેલો હતો. પાસેની ગાદી યુવરાજ અથવા પાટવી કુંવરની હતી, પણ કરણ રાજાને કુંવર ન હતો તેથી તે ગાદી ખાલી પડેલી હતી. તેની પાસેની ગાદી ઉપર માધવ પ્રધાન બિરાજેલો હતો. તેણે આ વખતે મંદીલની પાઘડી તથા કિનખાબનો ડગલો પહેરેલો હતો, અને સોનું, મોતી, હીરા તથા બીજાં જવાહીરનાં ઘરેણાંની તેના શરીર ઉપર કાંઇ ખોટ ન હતી. તેની પાસે મુકુટધારી ઠાકોરો તથા મંડળેશ્વરો એટલે પરગણાના માલીકો બેઠેલા હતા. એક બે મંડળીક રાજાઓ પણ હતા. બીજી તરફ ઉદેપુર ને જોધપુર વગેરે બીજાં રાજ્યસંસ્થાનોમાંથી આવેલા સંધિવિગ્રહિકો, જેઓનું કામ લડાઇ તથા સલાહ કરવાનું હતું, અને જે દરબારમાં તેઓ

રહેતા હોય તેનાં કામકાજની ખબર પોતાના રાજાને કરવાનું હતું. તેઓ તથા સ્થાનપુરુષો જેઓ પારકા રાજ્યમાં જઇ ત્યાંના રાજ્યની નોકરીમાં રહેતા અને ત્યાંની ખબરઅંતર પોતાના રાજાને કરતા તેઓ પણ હતા. વળી ત્યાં સામંત એટલે લશ્કરી અમલદારો પણ બેઠેલા હતા; તેઓનો દરજ્જો તેઓના હાથ નીચે જેટલા માણસ હોય તે પ્રમાણે ગણાતો હતો. તેઓમાં મુખ્ય છત્રપતિ તથા નોબતવાળા એટલે જેઓના ઉપર છત્ર ધરી શકાય તથા જેઓની આગળ નોબત વાગી શકે તેઓ હતા. એક તરફ તલવાર, કટાર, બરચી, ઢાલ વગેરે શસ્ત્રવાળા સિપાઇઓ હતા; અને એ સઘળાઓની સામેની બાજુએ ભાટ, ચારણો, ચિતારા, ઘોડા ઉપર બેસતાં શીખવનારા, નાચતાં શીખવનારા, ભાંડ, જાદુગરો ઇત્યાદિ બેઠેલા હતા. એ પ્રમાણે તે દિવસે દરબાર ભરાયો હતો. એટલામાં સોનાની છડીવાળા ચોબદારો આગળ ચાલી "રાજાધિરાજ, ખમા, ખમાજી અન્નદાતા" એવી નેકી પોકારતા સંભળાવા લાગ્યા. તે શબ્દ સાંભળી દરબારના લોકોને માલમ પડ્યું કે રાજા પધારે છે. રાજા દરબારમાં આવતાં જ તમામ દરબારી લોકોએ ઉભા થઈ જુદી જુદી રીતે તેને માન આપ્યું. ચોબદારો વધારે બુમ પાડવા લાગ્યા, અને આખા દરબારમાં ગણગણાટ શબ્દ થઇ રહ્યા. રાજાજી ગાદીએ બેઠા. ચોબદાર બીજા લોકોને અંદર આવવા ન દેવાને દરવાજા આગળ ઉભા રહ્યા, અને દરબારી લોકો પોતપોતાને ઠેકાણે બેઠા.

૫. કરણ રાજાની ભરજુવાની હતી. તેની ઉમર ત્રીશ વર્ષની હતી; તેનું શરીર પરમેશ્વરની કૃપાથી નાનપણથી અંગકસરત કીધાથી પાતળું તથા જોરાવર હતું. તેની ચામડીનો રંગ ઘઉંવર્ણો હતો. તે શરીરે લાંબો હતો, તેનું મ્હોં લંબગોળ હતું. તેનું નાક સીધું તથા લાંબુ હતું. તેના હોઠ નાના તથા બિડાયલા હતા, જેથી જણાતું કે તે ઘણો આગ્રહી, એટલે જે કામ મનમાં ધારે તે કર્યા વિના રહે નહિ, એવા સ્વભાવનો હતો. એ સ્વભાવને લીધે તે ઘણી વખત ઉતાવળથી તથા વગરવિચારે કામ કરતો, તેથી જ તેનુ ઉપનામ ઘેલો પડ્યું હતું. તેની આંખ જરા લાંબી હતી, અને હમેશાં રતાશ પડતી રહેતી તેથી તેનું રૂપ કાંઈક વિકાળ દેખાતું, અને તે જોઈને દુષ્ટ લોકો થથરી જતા. તેનામાં ક્ષત્રિયનું ખરેખરૂં લોહી હતું, અને તેની હિમ્મતનાં સઘળે ઠેકાણે વખાણ થતાં. તેનો ઉતાવળો તથા ઉન્મત સ્વભાવ એ તેની મુખ્ય ખોડ હતી. તેનું કપાળ વિશાળ હતું, અને તેની ભમર જાડી તથા એકબીજાની પાસે પાસે આવી ગયેલી હતી તેથી તેનામાં દ્દઢતાનો ગુણ કોઈ પણ જોનારને લાગતો. આ વખતે તેણે પોષાક ઘણો કીમતી પહેર્યો હતો. માથા પર મંદીલની પાઘડી પહેરી હતી, તે ઉપર હીરા તથા મોતીનો શિરપેચ બાંધેલો હતો. અંગરખું જરીનું હતું, અને એક કાશીની બનાવટનું શેલુ કમરે વીંટાળેલું હતું, જેમાં સોનાના મિયાનની તથા હીરે જડેલી મૂઠવાળી તલવાર તથા હીરા મોતીએ જડેલું ખંજર ખોસેલું હતું. તેની ડોકમાં મોતીની માળાઓ તથા હીરાના કંઠા હતા. તેણે કિનખાબની સુરવાલ પહેરેલી હતી, અને એક પગે સોનાનો તોડો હતો. જોડા

મખમલના હતા તથા તે ઉપર સોનાની ટીકડી ચોડેલી હતી. તેને માથે મોરપીંછ હતાં, તથા આસપાસ બે ખીદમતગારો ચંમર કરતા હતા. એવી શોભાથી કરણ રાજા ગાદીએ બિરાજેલો હતો.

૬. ઉપર કહ્યા પ્રમાણે કરણ રાજાની નજીકમાં તેનો પ્રધાન માધવ બેઠેલો હતો. માધવ કોઇ ગરીબ માણસનો છોકરો વડનગર શહેરમાં જન્મ્યો હતો, અને તેની ઉમર સોળ વરસની થઇ ત્યારે તે ધંધો શોધવાને પાટણમાં આવ્યો હતો. પહેલાં તો લશ્કરના સિપાઇઓના પગાર વહેંચવા ઉપર કારકુન રહ્યા. ત્યાં ચાલાકી, હોંશિયારી તથા ઈમાનદારી બતાવી તે ઉપરથી તેને કોઠારીની જગા મળી. ધીમે ધીમે તે સારંગદેવ રાજાનો માનીતો થઇ પડ્યો. સારંગદેવ મરી ગયો ત્યારે તેના છોકરાઓ વચ્ચે ગાદીને માટે તકરાર પડી તેમાં માધવની હોંશિયારી તથા કાવત્રાંથી કરણનો રાજ્યાભિષેક થયો. તે દિવસથી માધવના ભાગ્યનો ઉદય થયો, અને કરણ રાજાએ ગાદી ઉપર નિર્ભય થતાં જ માધવને મુખ્ય પ્રધાનપદ આપ્યું. દરેક રાજ્યમાં મુખ્ય પ્રધાનની પદવી ઘણી ભારે તથા જોખમભરેલી હોય છે. રાજા તથા રૈયત બન્નેને એકીવખતે ખુશ કરવાનું કામ હમેશાં મુશ્કેલ થઇ પડે છે. માધવ તે સઘળું સમજતો હતો. તેને લોકોમાં વહાલા થવાની તથા પોતાનું નામ લોકોને વાસ્તે સારાં તથા ઉપયોગી કામો કરી, અમર કરી લેવાની ઘણી હોંશ હતી. તોપણ રાજાની મહેરબાની તેજ તેના અધિકારનો પાયો છે, એમ તે સારી પેઠે જાણતો હતો. તેથી ગમે તે પ્રકારે રાજાને રાજી રાખવાનો તેણે

દૃઢ નિશ્ચય કીધો હતો. આગલા રાજાઓમાંના કેટલાએકના પ્રધાન વાણીયા હતા તેથી તે લોકો માનતા હતા કે માધવને પ્રધાનપદ મળ્યાથી તેમનો હક ખોટો થયો માટે હરેક પ્રસંગે રાજાની આગળ માધવની તેઓ ચાડી કરતા હતા. તેની સામે માધવને ઘણી યુક્તિઓ કરવી પડતી હતી. એ બધું કરવાની સાથે પોતાને વાસ્તે દ્રવ્ય એકઠું કરવા તરફ પણ તેની ઘણી નજર હતી; કેમકે તેનું પ્રધાનપણું કાયમ રહેશે એવો એક ક્ષણ વાર પણ તેને પક્કો ભરોસો ન હતો. હવે પૈસા તો મેળવવા અને સાધન તો થોડાં તેથી તે ઘણી વાર મોટા વિચારમાં પડતો હતો. રાજ્યની મર્યાદા ઉત્તર તરફ અચળગઢ તથા ચંદ્રાવતી, પશ્ચિમ તરફ મોઢેરા તથા ઝીંઝુવાડા, પૂર્વ તરફ ચાંપાનેર તથા ડભોઇ અને દક્ષિણ તરફ છેક કોંકણ સુધી હતી, પણ ભોળા ભીમદેવના મરણ પછી રાજ્યમાં અવ્યવસ્થા થઈ ગઇ હતી. અચળગઢના પરમાર રાજાઓ ખંડણી બરાબર આપતા ન હતા. બીજા ખંડીયા રાજાઓ પણ નામની તાબેદારીમાં હતા. તેથી જો કરણ રાજા શૂરો નીકળે અને રાજધાનીનું સુખ મુકી તલવાર બાંધી આગળ પડે તો જ રાજ્યની આગલી કીર્તિ પાછી આવે. પણ તેમ થવાનો ઘણો સંભવ ન હતો. જો કરણ જય કરી આવે, જો કેટલાએક નાના રાજાઓ પોતાની ખંડણી આપવી જારી કરે અને તેથી રાજ્યની આમદાનીમાં વધારો થાય તો જ બ્રાહ્મણોને રાજી કરાય, તો જ ખેડુતોને છુટ આપવામાં આવે તથા રાજ્યમાં આવતા જતા માલ ઉપરના દાણનો ઘટાડો થઇ શકે. જો એ પ્રમાણે ન થાય, અને નહિ થશે

એવી તેની ખાતરી હતી, તો રૈયતને ખુશ કરવી એ અશક્ય; માટે રાજાને રીઝવી જેમ બને તેમ પૈસા પોતાના ખજાનામાં ભરવા એ જ રસ્તો ખુલ્લો રહ્યો. પણ તેમ કરવામાં જોખમ ઘણું હતું. પ્રધાનપણું કરવું અને ગોખરૂની શય્યા ઉપર સુવું એ બરોબર હતું. જ્યારે સઘળા નાખુશ રહે અને રાજા કાનનો કાચો, ત્યારે ગમે તેટલી ઉંચી પદવીનો શો ભરોસો? વળી એવી રીતે વર્તી પોતે એકલાનું પેટ ભરી મોતે કે કમોતે મરવું એ વાત તેને જરા પણ ગમતી ન હતી. તેને કાંઈ છોકરાં ન હતાં, અને હવે પછી કદાપિ થાય પણ નહિ એવી બીક હતી. એ વાતથી તેના મનને નિરંતર શોક ઉત્પન્ન થતો હતો. કાળું ધોળું કરી પૈસા મેળવવા તે કોને વાસ્તે? પાછળ કોઈ ભોગવનાર ન મળે. પિત્રાઈઓ તેની દોલતને માટે લડી મરે, અને તેનો જરા પણ ઉપકાર માને નહિ, એટલું જ નહિ પણ ઉલટા તેની નિંદા કરવામાં શામેલ થાય, એવા વિચારથી તેના હૈયામાં જાણે જખમ વાગતા હોય તેવું દુઃખ થતું. વળી હિન્દુ શાસ્ત્ર પ્રમાણે જેને પુત્ર પરિવાર નહિ તેના જીવતરને ધિક્કાર! તેની પાછળ પોક મુકનાર, આગ મુકનાર તથા મૃત્યુસંસ્કાર કરનાર કોઈ નહિ તેથી તેની મુઆ પછી શી ગતિ થશે એ વિષે પણ તેને ઘણો ભય રહેતો હતો. પોતાનું નામ અમર રાખવાને માણસોને સ્વાભાવિક વૃત્તિ હોય છે અને એ નામ પોતાના વંશથી અથવા લોકોપયોગી કામથી કાયમ રહે છે. માધવને પોતાના વંશ તરફથી કાંઈ આશા ન હતી, તેમ લોકોપયોગી કામો કરવાનો હજુ સુધી પ્રસંગ પણ મળ્યો ન હતો. તેથી અગર જો તે રાજ્યમાં સૌથી

શ્રેષ્ઠ હતો, અગર જો રાજા તેને પૂછ્યા સિવાય પાણી પણ પીતો ન હતો, અગર જો તેની ડોકી ધુણવાથી હજારોનાં નસીબ ખુલતાં અને હજારો પાયમાલ થઇ જતા અને અગર જો તેના ઉપર લક્ષ્મીની પણ કૃપા હતી તોપણ જ્યારે ભવિષ્ય ઉપર વિચાર કરતો ત્યારે તેની અવસ્થા એવી થતી કે કોઈ ગામડિયો પણ તેની અદેખાઈ ન કરે.

૭. માધવની આટલી ઓળખાણ કરાવ્યા બાદ હવે આપણે દરબાર તરફ પાછા વળીએ.

૮. દરબાર ભરાતાં જ ત્યાં બેઠેલા બ્રાહ્મણો આશીર્વાદના મંત્રો ભણવા લાગ્યા; ત્યાર બાદ ભાટોએ કવિતાઓ ગાઈ સભાનું મન રંજન કીધું. તે બેઠા પછી પંડિતોએ વ્યાકરણનો થોડો વિવાદ ચલાવ્યો. પછી ચિતારાઓએ સુંદર ચિત્રો રજુ કરી પોતાની કળા બતાવી.

૯. આ સઘળું કામ થઈ રહ્યું ત્યારે સવારના દસ વાગ્યાનો વખત થયો હતો. રાજાનો જઠરાગ્નિ કાંઇ મંદ ન હતો તેથી દરબારમાંથી તે ઉઠ્યો. ચોબદારોએ ધારા પ્રમાણે નેકી પોકારી. કામદાર લોકો પોતપોતાને ઘેર ગયા. રાજાએ ભોજનશાળામાં જઇ રૂપાના પાટલા ઉપર બેસીને સોનાની થાળીમાં યથાસ્થિત ભોજન કીધું. ત્યાર પછી પાન સોપારી, તજાના વગેરે ખાધાં અને સુવાના ઓરડામાં જઇ પલંગ ઉપર બેઠો. દરરોજ જમ્યા પછી ધર્મ, નીતિ તથા રાજ્ય સંબંધી જે વાતો શાસ્ત્રોમાં લખેલી હોય તે બ્રાહ્મણોને મ્હોડે સાંભળવાની રાજાને ટેવ હતી, તે પ્રમાણે થોડીઘણી વાતો સાંભળી રાજા નિદ્રાને વશ થયો.

૧૦૮૩૬



૧૦. જ્યારે રાજા નિદ્રાદેવીને વશ થઇ આ લોક તથા પરલોકને વિસરી જઇ મૃત્યુથી ઉતરતી અવસ્થામાં પડેલો હતો તે વખતે કિલ્લા આગળ તથા શહેરમાં ભારે ગડબડાટ થઇ રહ્યો હતો. લોકો ઘણા ઉમંગથી સારાં સારાં લુગડાં પેહેરી, નવી રંગેલી પાઘડીમાં જુવારા ખોસી તથા નવા જોડા પેહેરી કેટલાએક એકલા તથા કેટલાએક નાનાં નાનાં છોકરાંને સાથે તેડી સવારી જવાના રસ્તા ઉપર કોઇ ઓટલા અથવા દુકાન ઉપર બેસતા હતા. કેટલાએક રજપૂત તથા બીજા લશ્કરી લોકો હથિયાર કમરે બાંધીને ઘણા ડોળથી ફરતા હતા. ભીલ, કાઠી, કોળી વગેરે જંગલી લોકો તરત ખસી જઇને રસ્તો આપતા. ઢેડા તથા તેથી હલકી જાતિના લોકો “ ખસો બાપજી ” એ પ્રમાણે બુમો પાડી ધીમે ધીમે રસ્તો કરી જતા અને લોકોને તેઓને વાસ્તે ખસલું પડતું, તે વખતે તેઓને ગાળ દીધા વિના રેહેતા નહિ. ઘણી વાર કોઈ ઘોડો અથવા હાથી ભડકતો ત્યારે લોકોમાં દોડાદોડી થતી, અને છોકરાં ચીસાચીસ પાડતાં. મોટા કામદારોનાં બૈરાં સુખાસનમાં બેસી તેમના ધણીનાં સગાં, મિત્ર અથવા ઓળખીતાનાં ઘર હોય ત્યાં જતાં. ગરીબ તથા વચલા વાંધાનાં લોકોની બાયડીઓ ખુલ્લી રીતે ચાલતી જતી, પણ તેઓને રસ્તામાં કોઇ ઉપદ્રવ કરશે એવી દહેશત ન હતી. ઓટલા તથા બારીઓ લોકોથી ભરાઇ ગયાં હતાં. બાકીના લોકો કેટલાએક છાપરા ઉપર અને કેટલાએક ઝાડો ઉપર ચડીને બેઠા હતા, અને ઘણાએક રસ્તાની બાજુએ બે હાર કરી ઉભા રહ્યા હતા. દુકાનદારોએ દુકાન ધોળાવી રંગાવી, તે ઉપર તોરણ બાંધી સઘળો માલ

બહાર કાઢેલો હતો. તેમજ રહેવાનાં ઘરો પણ ઘણુંએક રંગાવેલાં તથા ઘણું કરીને સઘળાં ધોળાવેલાં હતાં. એ પ્રમાણે શહેરમાં સવારી જોવાની તૈયારીમાં લોકો બેઠા તથા ઉભા હતા. કિલ્લા આગળ કાઠીયાવાડી, સિંધી, કચ્છી તથા કાબુલી શણગારેલા અને ઘણા ઉમદા જીનવાળા કેટલાએક ઘોડા ખંખારતા, કેટલાએક નાચતા, કેટલાએક ભોંય ઉપર પગ ઠોકતા તથા કેટલાએક કાવો ફર્યા કરતા હતા. હાથીઓથી ઉભા ન રહેવાતું હોય તેમ એક જગાએથી બીજી જગાએ જતા, કેટલાએક તેના બળથી અતિ મસ્ત થઇને ડોલતા તથા કેટલાએક સુંઢ હલાવી ઉંચી કરી આસપાસના લોકોને નસાડતા હતા. સુખાસન એક કોરે મુકીને ભોઇ લોકો આણીગમ પેલીગમ મોજ કરતા ફરતા હતા. સવાર તથા પાયદળ સિપાઈ સઘળા હથિયારબંધ તૈયાર થઇ રહ્યા હતા. રાજા કરણે સવારે જે લુગડાં પેહેર્યાં હતાં, તેનાં તે જ હમણાં પણ તેના શરીર ઉપર હતાં. વિશેષ એટલું જ કે બહાર કોઇની નજર ન લાગે માટે હાથે કેટલાંએક માદળીયાં બાંધેલાં હતાં. રાજાનો હાથી ઘણો જ પુષ્ટ તથા બીજા સૌ કરતાં ઉંચાઇમાં વધારે હતો. તેના ઉપર સોનેરી ઝુલ નાંખી હતી. તેના પગમાં સોનાનાં કડાં ઘાલેલાં હતાં. તેના કુંભસ્થળ ઉપર મોતીની માળાઓ બાંધેલી હતી. હાથી ઉપરનો મેઘાડંબર તમામ રૂપાનો સોને રસેલો હતો તથા તેમાં કેટલેએક ઠેકાણે રત્નો જડેલાં હતાં. રાજાની પાછળ માધવ પ્રધાનજી ચમર લઇને બેઠેલા હતા. સવારીની આગળ નોબત તથા ડંકા વગાડનારા ઉંટ અથવા હાથી ઉપર બેઠેલા હતા. નોબતની આસપાસની ઝુલ કીનારીદાર

લુગડાની હતી અને તેના વગાડનાર પણ બાંકા બનીને બેઠેલા હતા. તે પછી સવાર તથા સિપાઈઓ આવ્યા. પછી શહેરનાં મુખ્ય માણસો તથા દરબારના કામદાર લોકો ઘોડા, રથ વગેરે વાહન પર બેસીને ચાલ્યા. વચમાં વચમાં મલ, ભાંડ વગેરે હલકા લોકો પણ મોટો ઠાઠમાઠ કરી ચાલતા હતા. છેલ્લે હાથી ઉપર રાજા આવ્યો. સવારીમાં ઘણીએક તરેહનાં વાજીંત્ર વાગી રહ્યાં હતાં, તેમાં રણશિંગડાં, ભુંગળ, શરણાઈ વગેરેનો અવાજ બહાર નીકળી આવતો હતો. રાજા સઘળા લોકોને આખે રસ્તે માથું નમાવતો જતો હતો, અને લોકો તેને જોઈને નીચા વળી નમતા તથા હરખના પોકાર કરતા હતા. કેટલાએક લોકો જેઓ ઉંચી બારીઓમાં બેઠેલા હતા તેઓ રાજા ઉપર ફુલના હાર, દડા તથા છુટાં પુલની વૃષ્ટિ વરસાવતા હતા. ઘણા લોકો રસ્તામાં પુલ વેરતા હતા અને કેટલાએક શ્રીમંત લોકો સોનારૂપાનાં ફુલ રાજાના માથા ઉપર વધાવતા હતા. તે વખતે લોકોની રાજા ઉપરની પ્રીતિ એટલી ઉભરાઈ જતી હતી કે જો બની શકે તો તેઓ પોતાનામાંથી થોડું થોડું આવરદા રાજાને આપવાને તૈયાર થાય.

૧૧. સવારી શહેર બહાર કેટલેએક દૂર જઈ એક શમીના ઝાડ આગળ અટકી. ત્યાં હજારો બ્રાહ્મણો શમી-પૂજન કરાવવાને તથા દક્ષિણા વહેંચાય તે લેવાને એકઠા થયા હતા. રાજા હાથી ઉપરથી ઉતરીને શમી વૃક્ષ આગળ જઈ ઉભો રહ્યો; તે વખતે રાજગોરે આવી સરપાવ માગ્યો, “ રાજાધિરાજ ! કાંઈ આપો તો પૂજનના કામનો આરંભ થાય. ” તે જ ક્ષણે નાણાંની એક થેલી ગોરને મળી. બીજા બ્રાહ્મણો

પણ પોતપોતાના યજમાન પાસે ગયા અને કહેવા લાગ્યા: "મહારાજ! આજે રામચંદ્રજીએ દુષ્ટ રાવણ ઉપર ચડાઇ કરી, અને આજે પાંડુપુત્ર વૈરાટ નગરમાં પેઠા. આજે અર્જુન તથા તેના ભાઇઓએ શમીપૂજન કીધું અને પોતાનાં શસ્ત્રને તે વૃક્ષ ઉપર લટકાવ્યાં; માટે આજ એ શમી એટલે અપરાજિત દેવીનું પૂજન કરવાનો ઘણો ધર્મ છે." પછી તેઓએ પહેલાં તો તે ઝાડને પંચામૃતનું સ્નાન કરાવ્યું; તેના ઉપર પાણી છાંટયું અને ચંદન પુષ્પ ચડાવ્યાં; અપરાજિત દેવી આગળ દીવો કીધો; ઝાડ ઉપર ચાંલ્લા કરી હાર ચડાવ્યા; ગુલાલ અબીલ નાંખ્યાં; નૈવેદ્ય મુકયું અને રાજા પાસે પ્રદક્ષિણા કરાવી. પછી તેઓએ વારાફરતી દશ દિગ્પાળની પૂજા કીધી. પછી રાજાએ તથા બીજા લોકોએ બળેવને દહાડે બાંધેલી રક્ષા તોડી ઝાડ ઉપર ફેંકી દીધી. તે થયા પછી શમીના મૂળ આગળથી થોડું થોડું મટોડું તથા તેનાં પાત્રાં, સોપારી તથા જૂઆરા બ્રાહ્મણોએ સઘળાને આપ્યા, અને કહ્યું કે આ સઘળાને એકઠા માદળીયામાં ઘાલી જ્યારે પ્રવાસ કરવા જાઓ ત્યારે રાખજો. હવે પૂજન પુરૂં થયું એટલે રાજા તરફથી દક્ષિણા થઇ અને ખાનગી ગૃહસ્થોએ પણ પોતપોતાની શક્તિ તથા બાપદાદાના સંપ્રદાય પ્રમાણે દક્ષિણા આપી, અને અગર જો કે એ દક્ષિણા હમેશાંનાં કરતાં કાંઇ થોડી ન હતી, તોપણ ધારા પ્રમાણે સઘળા બ્રાહ્મણો કાળનો વાંક કાઢી સારી પેઠે બબડયા. પોતાનાં છોકરાંની આગળ કેવી અવસ્થા થશે તે વિષે ઘણી ફિકર કરવા લાગ્યા અને છેલ્લે ભાગે વહેંચવામાં બોલચાલ ઉપરથી ગાળાગાળી, અને ગાળાગાળી

ઉપરથી મારામારી ઉપર આવી ગયા, અને જો કેટલાએક વૃદ્ધ બ્રાહ્મણો ત્યાં કજીયો પતાવવામાં ન હોત તો થોડું લોહી પણ તે દિવસે અપરાજિત દેવીને અર્પણ થાત.

૧૨. એ બ્રાહ્મણોને લડતા તથા શોરબકોર કરતા રહેવા દઇને રાજાની સવારી સાથે આપણે પણ પાછા વળીએ. સવારી થોડી આગળ ચાલ્યા પછી રાજાએ પાછા ઉતરીને ગઢેચી માતા એટલે કિલ્લાનું રક્ષણ કરનારી દેવીનું પૂજન કરી ત્યાંના બ્રાહ્મણોને દક્ષિણા આપી. ત્યાંથી સવારી ચાલી તે ઠેઠ કિલ્લા સુધી આવી પહોંચી ત્યાં સુધી અટકી નહિ. કિલ્લા આગળ એક મોટું ચોગાન હતું ત્યાં લાખો લોકો એકઠા થઇ રહ્યા હતા. ત્યાં સવારો, પાયદળ, ઘોડા, હાથી અને છેવટે રાજાનો હાથી એ સઘળા ઉભા રહ્યા. પછી એક ઠેકાણે મલ્લો, જેઓ આખા વરસ સુધી દુધ, દહીં, ઘી ખાઇખાઇને જાડા થઇ ગયા હતા તેઓ કુસ્તી કરવા લાગ્યા. એક ઠેકાણે બે સવાર ઘોડા ઉપર બેસીને જુઠું યુદ્ધ કરતા હતા. બન્નેની પાસે બુઠ્ઠી અણીના ભાલા હતા અને તેઓ એક હાથમાં ગેંડાના ચામડાની ઢાલ પકડી લડતા હતા. તેમાંથી સામાવાળાના ભાલાના આંચકાથી જે પડી જાય તે હારે, અને લોકો તુરત તાળી પાડી બુમાબુમ કરી મુકે. એક રજપૂત સવાર ભાલાવાળાની સામા તલવાર લઇને લડ્યો, અને તલવારની અણી વતી તે સામા માણસે વગાડ્યા સિવાય તેને ઘોડા ઉપરથી ઢાળી પાડ્યો. કેટલાએક કોળી સિપાઇઓ માટીનું ચક્કર મુકી તેમાં તીર પીંછાં સુધાં પેસે એવી શરતે આઘેથી તીર મારતા હતા. કેટલાએક સવારો પોતાના ઘોડાને કાવેજ ફેરવ્યા કરતા. કેટલાએક તેઓને

નચાવતા, કેટલાએક ઘોડાને દોડાવી પાછો લાવતા. પ્રમાણે ત્યાં ગમત થઈ રહી હતી. આશરે એક કલાક સુ કસરત કરી સવાર લોકો તથા સિપાઈઓ રાજાને જુહ કરી પોતપોતાને ઠેકાણે ગયા. તમાશગીર લોકો તે દહાડા હકીકતની વાતો કરતા તથા સવારીની ટીકા કરતા કર પાછા વળ્યા.

૧૩. રાજા હાથી ઉપરથી ઉતરી મેહેલમાં જઈ લુગ ઘરેણાં ઉતારી, દેવની પૂજા કરી, આરતી ઉતારી ચંદ્રશાળા ગયો, અને ત્યાં ભોજન કરવાની તૈયારી કીધી. વાળુ કર પછી એક રૂપાની સાંકળના હિંડોળા ઉપર રાજા આરા લેવા જરા સુતો. ઓરડાનાં બારણાં આગળ ચોકીદાર બે હતા, તેઓ રાજા હવે સુઇ જશે એમ ધારતા હતા. પ થોડી વાર પછી રાજા હિંડોળેથી ઉઠયો અને એક હલ રજપૂતનાં લુગડાં રાખેલાં હતાં તે તેણે પહેર્યાં. તેણે પોતા મ્હોં છુપાવવાને બુકાની બાંધી અને પગે જૂના જોડા પહેર પછી એક ખવાસને બોલાવી હુકમ કીધો કે આજ રા વીરચર્યા એટલે નગરચર્યા જોવાનો મારો વિચાર છે, મા એક લોટામાં પાણી ભરી લઈ મારી સાથે આવવું. ખવા હુકમ પ્રમાણે જલદીથી તૈયાર થયો. અને તે તથા રા બન્ને મહેલને પાછલે બારણેથી નીકળી પડયા.

૧૪. રાજા શહેરમાં ફરી વળ્યા, પણ રાજ્ય સંબન્ધ વાત કોઈ પણ ઠેકાણે તેના સાંભળવામાં આવી નહિ. જ્ય જ્યાં કાંઈ પણ વાત થતી હતી, ત્યાં સવારીની જ વા ચાલતી હતી, તેમાં તેનાં રૂપ, ગુણ, લુગડાં, ઘરેણાં ઈત્યાદિ

વખાણ થતાં હતાં. એટલું સાંભળી રાજાનું મન તૃપ્ત થયું નહીં તેથી શહેર બહાર ચાંદનીમાં ફરવા જવાનો તેણે નિશ્ચય કીધો.

૧૫. દરવાનને થોડા પૈસા આપી દરવાજો ઉઘડાવ્યો અને મેદાન ઉપર નીકળી ગયો. તે દહાડે શરદ મહિનાનો ચંદ્ર ખીલી રહ્યો હતો. આકાશ ઘણું જ નિર્મળ હતું. ચાંદરણાંથી બધું મેદાન રૂપેરી રંગનું હોય એમ દેખાતું હતું. તે ઠેકાણે કોઈ પ્રાણી નજરે પડતું ન હતું, પણ પાણીનાં ખાબોચીયાંમાંથી દેડકાંઓ ડ્રૅંડું ડ્રૅંડું કરતા હતા; કંસારીઓ જગાએ જગાએથી બંધ ન પડે એવો અવાજ કરતી હતી, અને કોઈ કોઈ ઠેકાણેથી સાપનો શબ્દ પણ સંભળાતો હતો. એવી રીતે રાત રમણિક લાગતી હતી. આગળ ચાલતાં તેઓ સ્મશાન પાસે આવી પહોંચ્યા; ત્યાં ચાંદરણાંમાંથી ઝાડોની છાયાથી અંધારૂં પડતું હતું; અને સ્મશાન એ નામથી જ પેલો ખવાસ ધ્રુજવા લાગ્યો હતો, પણ રાજાના મનમાં બ્હીક થોડી હતી. તે તો સ્માશાનમાં નિઃશંક થઈને ફર્યો.

૧૬. કેટલોક વખત ફરી ફરણ રાજા પાછો વળ્યો. પાછા આવતાં માર્ગમાં એક મહાદેવના સ્થાન આગળ ભારે ભીડ થઈ હતી, તે જોઈ તેનું કારણ લોકોને પૂછતાં એક જણે જવાબ દીધો કે દહેરામાં વૈરાટપર્વનું નાટક થાય છે તે જોવાને લોકો મળ્યા છે. નાટકનું નામ સાંભળીને તે જોવાનું તેને મન થયું, અને ખવાસને બોલાવી બન્ને જણ દહેરામાં ગયા તથા ધક્કામુક્કી કરી ઉભા રહ્યા તો ત્યાં વૈરાટ

રાજાની સભા મળી હતી, અને પાંડવો એક પછી એક જુ
જુદો વેશ ધારણ કરી રાજાની પાસે નોકરી માગવા આવ
હતા. નાટકની ગમતમાં રાજા એટલો બધો લીન થઈ ગ
કે રાત કેટલી વીતી ગઇ તેનું પણ તેને ભાન રહ્યું નહ
કેટલીક વારે ખવાસને અફીણને લીધે ઝોકાં તથા બગા
ખાતો જોઈને રાજાને પણ બગાસાં આવવા માંડયાં, અ
એક પહોર રાત રહી છે એમ સાંભળીને તેણે પાછા મહે
ઉપર જવાનો ઠરાવ કીધો. જતાં પહેલાં મહાદેવનાં દર
કરવાને દહેરા તરફ ગયો, પણ બારણાં આગળ જાય
એટલામાં ઝમઝમ કરતી આવતી એક સ્ત્રીને જોઇને તે ઉ
થઇ રહ્યો. જ્યારે તે સ્ત્રી દહેરામાં ગઇ ત્યારે તે કોણ હ
તે વિષે ખવાસને પૂછ્યું. ખવાસે જવાબ દીધો: "મહારા
એ તો આપણા પ્રધાનજી માધવની ધણીઆણી છે, અ
તેની પાછળ ચાકરના હાથમાં સોનાની થાળી હતી, તે
ચંદન, પુષ્પ, ધૂપ, નૈવેદ્ય હતું તેથી તે પૂજા કરવા આ
હશે." કરણને આ સાંભળી અજાયબી લાગી. "માધવ
ધણીઆણી? પેલા માધવની! એ વાત ખરી છે! આ રા
મહેલમાં વાસો કરવા લાયક, એ રાજમહેલનું આંગ
દીપાવે એવી સ્ત્રી એક બામણના ઘરમાં!" એવો વિચ
કરતો કરતો કરણ પોતાના મહેલમાં જઇ હિંડોળે સુ
પણ તેને જરા પણ નિદ્રા આવી નહિ.

## પ્રકરણ ૨ જું

### માધવ પર અત્યાચાર

૧. જ્યારે કરણ રાજા પોતાના બિછાના ઉપર નિદ્રા માટે તરફડીયાં મારતો હતો, તે વખતે બહાર રાતનો અમલ ઉતરીને રાત તથા દહાડાની મર્યાદા વચ્ચેનો તકરારી વખત થયો હતો. આકાશ કેવળ સ્વચ્છ હતું. અરુણે સોનાની કુંચી વડે પૂર્વ દિશાનો મોટો દરવાજો ઉઘાડ્યો અને સુતી દુનિયાને જાહેર કીધું કે હવે સૌને કામે વળગવાનો વખત થયો છે. અરુણ સારથી આવ્યો એટલે તેની પાછળ સૂર્ય-નારાયણ રથમાં બેસીને જલદીથી આવશે એવું જાણીને રસ્તામાં રમતા છોકરા મહેતાજીને આવતા જોઇ નાસી જાય છે તેમ તારાઓ એક પછી એક પોતાનું મ્હોંડું સંતાડવા લાગ્યા. ચંદ્ર તો તે પહેલાં અસ્ત થયેલો જ હતો. શુક્રનો તારો જેને વિષે ગામડીયા લોકો કહે છે કે ચંદ્રમા સુઆ પછી એ તેની જગો સાચવશે, તે થોડી મુદ્દત સુધી હિંમત રાખી ઉભો રહ્યો. પછી તે પણ જલદીથી ભરાઇ ગયો. સૂર્ય દેવતાને આદરમાન આપવાને પૂર્વ તરફ વાદળાંમાં ઇંદ્ર રાજાએ ઘણા ભભકાદાર રંગના સાથીયા પૂર્યા. તળાવોમાં કમળનાં ફુલ ખીલી તેઓએ પોતાના સૂર્ય પિતાને મળવાને પોતાનાં મ્હોંડાં પૂર્વ તરફ ફેરવ્યાં. કુમુદિનીનાં ફુલની પાંદડી બીડાઇ જઇ નીચે નમી ગઇ. કમલિનીને ખીલેલી જોઈ ભમરાઓ તેની આસપાસ ફરી ગુંજાગુંજ કરવા લાગ્યા. ચંપા, ચંપેલી, સેવતી, માલતી

વગેરે ફુલોમાંથી મંદ મંદ સુગંધે શીતળ વાયુની સાથે ઘસડાઇ આવીને નાસિકાઇંદ્રિયને મગ્ન કીધી. ઠેકાણે ઠેકાણેથી દિવાકરના ચોપદાર કુકડાઓએ નેકી પોકારી. ચલ્લીઓ માળામાંથી નીકળી ચીંચીં કરવા લાગી. કાગડાઓ કાકા બોલવા લાગ્યા. પાંજરામાંનાં પોપટ, મેના ઈત્યાદિ પક્ષીઓએ મીઠા બોલથી પોતાના ધણીને જગાડ્યા, અને વાડીઓ તથા ઝાડીઓ સુંદર નાદવાળાં પક્ષીઓના શબ્દથી આનંદકારક થઇ રહી. દેવસ્થાનમાં દેવને જગાડવાને નોબત તથા શંખ વાગવા લાગ્યા. શહેરમાં ગરીબ લોકોનાં ઘરમાં ઘંટીનો ઘોર તથા તેની સાથે દળનારી બાયડીઓનો શોર થઇ રહ્યો. કેટલાએક સવારે સુતા સુતા પ્રભાતિયાં તથા બીજાં ભજન ગાવા મંડ્યા. છીપા, સોની, લુહાર, કંસારા વગેરે ઉદ્યમી લોકોએ તે વખતે હથોડા ઠોકી શહેરના તે ભાગને ગજાવી મુક્યો. કોઇ કોઇ ઘરમાં એક અથવા વધારે બાયડીઓ બેસીને ઘરમાંના લાંબી મુદત ઉપર મુએલા માણસને વાસ્તે અમથો રાગડો કાઢી જુદું રડવા લાગી. તેઓની આંખ તેઓના સ્હોંને જવાબ દેતી ન હતી. કોઇ કોઇ ઘરમાં દહીં વલોવવાનો શબ્દ સંભળાતો હતો. રાજાના મહેલમાં ચોઘડીયાં વગેરે બીજાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં. વિદ્યાર્થીઓ ઓટલે બેસી પાનાં હાથમાં રાખી ધુણતા ધુણતા આગલા દહાડાનું શીખેલું ફરીથી વાંચી જતા હતા. વાણીયાના છોકરા પોતાના અક્ષર ઠેરવવાને વાસ્તે દોપીસ્તાં લખવા બેઠા હતા. ગાય, ભેંસ ઈત્યાદિ પશુઓ ગળાના બંધ છુટ્યાથી આનંદમાં ગોવાળિયાની પાછળ જતાં હતાં. કુળવંતી, સારા સ્વભાવની બાયડીઓ ઉઠી પોતાનાં ઘર વાળી–ઝાડી પોતાનાં છોકરાં તથા ધણીને

આપવાનાં સાધન કરવામાં પડેલી હતી; તેમ દુષ્ટ
ીઓ બબડતી, ફફડતી, છોકરાંને ગાળ દેતી તથા માર-
; કરતી અને ધણીને ધમકાવતી આણીગમ તેણીગમ
હતી. આળસુ, એદી, અફીણી અને એવા સુસ્ત લોકો
માં ખાતા ઢોલીયા ઉપર ગબડતા હતા, પણ ઉદ્યમી
ક લોકો ઉઠી દાતણપાણી કરી પોતપોતાને ધંધે
ા હતા. દુકાનદારો તો થોડો નાસ્તો કરી લુગડાં
: હાથમાં મોટી કુંચી લઈ દુકાને જતા હતા. કેટલાએક
ઉઘાડતા હતા. અને કેટલાએક તો દુકાન ઉઘાડી,
-ઝાડી, ધોઈ, તેની પૂજા કરી, માલ ગોઠવી દુકાન
ગનો રસ્તો સાફ કરતા હતા. કેટલાએક લોકો પાઘડી
અંગવસ્ત્ર ઓઢી હાથમાં લોટા લઇ શહેર બહાર જતા
શહેરની સ્ત્રીઓ પાણી ભરીને માથા ઉપર બહેડાં ઉપર
ં ચડાવી પોતાનાં ધણી, સાસુ, નણંદ વગેરેની વાતો
ચાલી આવતી હતી. સહસ્રલિંગ તળાવ ઉપર બ્રાહ્મણો
નાહ્યા વગર બેસી બીજાઓને ન્હાવાના પુણ્યનો બોધ
હતા અને તેઓનાં લુગડાં સાચવવાને સારૂ પૈસા
હતા. તળાવમાં આસ્થાથી ઘણા લોકો ન્હાઇ ધોઇને
લુગડાં પેહેરી ચાંલ્લા કરાવી દેવદર્શને જતા હતા.
। રાજા ઘૂડ તથા વનવાગળાં સવાર થવાથી કાગડા
બીજાં પક્ષીના ધાકથી ઝાડોમાં સંતાઇ જવાને ઉડી
હતાં. ચકોર પક્ષી તેના સ્વામી ચંદ્રના અસ્ત પામવા-
કોઈ ગુપ્ત જગાએ ભરાઇ બેઠું હતું. ચોર લોકો
ની આશા સફળ કરી અથવા તે નિષ્ફળ થવાથી
સો મુકતા ઉતાવળથી પોતપોતાને ઘેર જતા હતા.

મુસાફરો ચાલતા ઘોડે અથવા ગાડીમાં બેસીને ખુશીમાં અથવા ચિંતાતુર જતા હતા. રસ્તામાં ધોબી બળદ લાદીને આનંદથી ગાતા ઘાટ ઉપર જતા હતા. કેટલાએક ધનુર્વિદ્યા શીખવાને અથવા તેમાં અભ્યાસ વધારવાને નિશાન મારતા હતા. રજપૂત લોક શહેર બહાર અથવા ખુલ્લા મેદાનમાં પોતાના ઘોડાને ફેરવવા લઈ જતા હતા. એ પ્રમાણે તે વખત શહેરનો દેખાવ થઈ રહ્યો હતો.

૨. એ સવારે માધવના ઘરમાં બારીએ માંચી ઉપર એક સ્ત્રી નીચું મ્હોં ઘાલી ચિંતાતુર થઈ ઘણા વિચારમાં બેઠેલી હતી. તેનુ લુગડું જથરપથર તથા ચોટલો વીખરાયલો હતો. તેણે શરીરે આછું આછું ઘરેણું ઘાલેલું હતું. તેનુ નામ રૂપસુંદરી તેના રૂપને યોગ્યજ હતું. પણ તે માધવની સ્ત્રી આ વખતે ચિંતાતુર થઈ શા માટે બેઠી હતી? આજે સવારે વહેલી ઉઠી ત્યારે તેનો ધણી કાંઈ કામસર ગામ જવાનો હતો તેથી નીચે ઉતરેલો હતો, માટે ધાર. પ્રમાણે તેનાથી તેનું મ્હોં જોવાયું નહીં, પણ તેને બદલે સાવરણી ખુણામાં પરેલી હતી તે જોઈ; ઓરડામાંથી બહાર નીકળી એટલામાં એક બિલાડી આડી ઉતરી, બારી તરફ નજર ગઈ ત્યારે રસ્તામાં એક રાંડેલી બઈરી જતાં જોઈ. એ પ્રમાણે સવારના પહોરમાં તેને નઠારાં શકુન થયાં. તેનો ધણી ગામ જવાનો, ત્યાં આખો દહાડો રહેવાનો તેથી તેનું શું થશે એ વિષે તેને ભારે ફિકર થઈ, અને તે ગામ તે દહાડે ન જવાને તેણે તેને ઘણો સમજાવ્યો. પણ કામ અગત્યનું, રાજાનો હુકમ થયલો, અને પોતે નાગર એટલે વહેમ પણ થોડો તેથી વહુની વાત ન ગણકારતાં તે ગામ ગયો. તેના ગયા

ગી તે મનમાં વિચાર કરવા બેઠી કે શકુનથી કાંઈ થતું
ી એ તો હું જાણું છું. પરમેશ્વરની ઇચ્છા વિના એક
ી પણ હાલતી નથી, તોપણ તેના મનમાં આવતું કે
ડા ભુંડાનો ભાવ ભજવ્યા વિના રહેજ નહીં, માટે શુળીનું
ા કાંટે જાય તો જગદંબાની કૃપા સમજવી.

૩. એ પ્રમાણે વિચાર કરી રૂપસુંદરી નીચે ઉતરી
ાન કરી પવિત્ર વસ્ત્રો પહેરી પાટલે બેઠી, થોડું ઘણું
પૂજન કરી ભોજનની તૈયારી કીધી. પણ એટલામાં
ના આગલા ચોગાનમાં શોરબકોર થતો સાંભળ્યો.
કરને તુરત તેણે તજવીજ કરવાને મોકલ્યો. તેણે આવી
હેર કીધું કે રાજાના હજારો સિપાઇઓએ આવી આપણો
હેલ ઘેરી લીધો છે, અને તેઓ આપણા ચોકીદારોને
ી નાંખે છે.

૪. એ ખબર સાંભળતાં જ રૂપસુંદરી મુર્છાગત થઈ
ય ઉપર પડી. કેટલાએક નામરદ ચાકરો નાસી જઈ
માં ખુણેખોચરે ભરાઈ બેઠા, પણ કેટલાએક શૂરા ઇમાન-
. નોકરોને એ વાત સાંભળી શૂર ચઢ્યું, અને પોતપોતાની
ા, તરવાર વગેરે જે જે હથીયાર હાથ આવ્યાં તે લઈ
વા તૈયાર થઇ ઉભા રહ્યા. રૂપસુંદરીની આગળ ઢાલ
ને તેનો દીયર એટલે માધવનો ભાઇ કેશવ ઉભો રહ્યો.
ી ઉમર આશરે પચીસ વર્ષની હતી, અને પોતાના મોટા
ઇએ રળીને તેને ઘણી મુદત સુધી ખવડાવ્યું હતું. તેથી
નપણથી તેને રળવાની ફિકર ન હતી. તેણે તેની સોળ
ર્થી બાવીશ વર્ષ સુધીની ઉમર અંગકસરત, દાવપેચ,
તી, તલવારના પટા ઈત્યાદિ સિપાઇને ઉપયોગી થઇ પડે

એવાં કામોમાં કાઢી હતી, તેથી જુવાનીના સ્વાભાવિક બળ સાથે તેનામાં કસરતથી મેળવેલું વિશેષ બળ હતું. તેનું અંગ મજબૂત તથા સીનાદાર હતું. તેની આંખ જુસ્સાથી રાતી જ રહેતી, અને તેને વેચાતી લડાઈ લેવાની એવી તો ટેવ પડી ગઇ હતી કે માધવે તેને સારા ઉંચા હોદ્દા ઉપર નીમેલો હતો તોપણ જેમ બને તેમ તેને બીજા લોકો સાથે થોડોજ પ્રસંગ પડવા દેતો. તે તેના ભાઇના જેવા ખૂબસુરત તથા ગોરા વર્ણનો નહોતો, તોપણ લોહીની સ્વચ્છતાથી તેના રૂપ ઉપર જુદાજ પ્રકારનું રૂપ દેખાતું હતું. તે બહાર આવો વાઘ હતો, તોપણ ઘરમાં બકરી જેવો હતો અને તેની છાતી બહારથી વજ્ર જેવી હતી, તોપણ તેનું હૈયું ઘણું નરમ હતું. પોતાના ચાકર પાસે પોતાની વહાલી તલવાર મગાવી એક હાથમાં તે પકડી બીજા હાથમાં ઢાલ રાખી ઉભો રહ્યો, અને હજારો માણસો એકદમ તુટી પડે તોપણ મરાય તેટલા મારી આખરે મરવું એવો દૃઢ નિશ્ચય કરી તોફાની સમુદ્રની વચ્ચોવચ પત્થરના ખડકની પેઠે રૂપસુંદરીનું રક્ષણ કરવાને ઉભો રહ્યો. બહારના ચોગાનમાં ગડબડાટ વધી; ઉછળતી તલવારનો ખડખડાટ કેશવને કાને પડ્યો; તેનું ચાલે તો ઉડીને ત્યાં જઇ શત્રુના કટકેકટકા કરી નાંખે, પણ સ્ત્રીનું રક્ષણ કરવું તેથી તેનાથી ત્યાંથી ચસાય નહીં. એટલામાં એક મોટી ચીસની સાથે સો માણસો ઘરમાં પેઠાં, અને બારણા આગળ ઉભેલા માધવના ચાકરોને હઠાવીને તથા કાપી નાંખીને આગળ વધ્યાં. કેશવ તેમને આદરમાન આપવાને તૈયાર જ હતો. તેણે એક ઘાથી આગલા સિપાઇના બે કકડા કીધા અને બીજે ઘાએ બીજાનું માથું તેના ધડથી

જુદું પાડયું. સિપાઇઓ જરા આંચકો ખાઇ ઉભા અને પોતાના નાયક સામું જોયું. નાયકે ઈશારત કીધી એટલે એકલા કેશવ ઉપર તલવારના ઘાનો વરસાદ વરસ્યો, પણ એક તસુ ખસ્યા સિવાય તે મરણતોલ ઘાયલ થયો ત્યાં સુધી તેની તલવારે પાંચ અથવા સાત માણસનાં રુધિર પીધાં. પણ ઘણા આગળ એકનો શો હિસાબ? તેનું શરીર ઘાએ વીંધાઈ ગયું, આખું અંગ લોહીથી કચરાબોળ થઇ ગયું અને અંતે એક કારી ઘા વાગ્યાથી તથા લોહી વહેવાને લીધે અશક્ત થઇ જવાથી તે નીચે પડયો, અને એક ભયંકર ચીસની સાથે તેનો આત્મા આ દુષ્ટ તથા પ્રપંચી દુનિયાનો ત્યાગ કરી તેની અસલ ભૂમિમાં મહાન ન્યાયાધીશના તખ્ત આગળ જઈ ઉભો રહ્યો.

૫. કેશવની મરતી વખતની ચીસ સાંભળતાં જ રૂપસુંદરીને ભાન આવ્યું તથા આસપાસનો બનાવ જોઇ બોલી ઉઠી: “શિવ, શિવ, રે ભગવાન, આ તે શો દૈવકોપ !” તે વધારે બોલે છે એટલામાં રાજાના સિપાઈઓએ તેને પકડી ઉંચકી લીધી અને ઘર બહાર લઈ ગયા. બેભાન અવસ્થામાં રૂપસુંદરીને સુખાસનમાં બેસાડી રાજમહેલમાં લાવ્યા અને સિપાઇઓ પોતપોતાને કામે વળગ્યા.

૬. રૂપસુંદરીનું હરણ તથા કેશવનું મરણ થયું, એ ખબર આખા શેહેરમાં ચાલ્યાથી સઘળે હાહાકાર થઈ રહ્યો. ઘેર ઘેર, દુકાને દુકાને, ચકલે ચકલે તથા મોહલ્લે મોહલ્લે એની એ જ વાત ચાલવા માંડી. માધવ ઉપર આવી ભારે આફત આવી પડી તેથી તે બીચારા ઉપર સઘળાં દયા લાવતાં હતાં. રાજાની આ દુષ્ટ રીતથી સઘળાના મનમાં ત્રાસ

પેસી ગયો. આજ તેને ઘેર ને કાલે આપણે ઘેર મ્હોંકાણુ મંડાય એવી સઘળાના મનમાં ફિકર ભરાઇ. વળી રાજધાનીના શહેરમાં બ્રહ્મહત્યા થઈ તેથી રાજ્ય ઉપર ઇશ્વર તરફથી શો કોપ થશે એ વિષે ફિકર કરવા લાગ્યા. સઘળા ભારે ઉદાસીમાં પડેલા હતા. બાયડીઓ સઘળી રૂપસુંદરીની વાતો કરતી હતી. કેટલીએક કહેતી હતી કે પકડાઇ તે વખતે તેણે પોતાનો પ્રાણ કાઢવો હતો. કેટલીએક કહેતી હતી કે એ બીચારી શું કરે? જીવ તે હાથે કેમ કઢાય? પરમેશ્વરે એને રૂપ આપ્યું તેમાં એનો શો વાંક? કેટલીએક બોલતી કે રાજા તે રૈયતનો માબાપ અને જ્યારે તે પોતાનાં છોકરાં ઉપર આવી દુષ્ટ નજર કરે અને જોરજુલમથી બાયડીઓને પકડી લઇ જાય, ત્યારે રાજ્યમાં રહેવાય પણ કેમ? આજે એને અને કાલે બીજા કોઇને. પરમેશ્વર એ રાજાનો અપરાધ સાંખવાનો નથી. જોજો, થોડા દહાડા પછી એના ઉપર ભારે દુ:ખ આવી પડશે. એની રાણીને કોઈ લઇ જશે, અને રાજાને પાપે આખી રૈયત દુ:ખી દુ:ખી થશે. ભગવાને જે ધાર્યું હશે તે ખરૂં. એ પ્રમાણે આખા નગરમાં ચર્ચા ચાલી રહી હતી.

૭. માધવનો મહેલ સૂનો સૂનો નિસ્તેજ અને ઉદાસ દેખાતો હતો. મોહોલ્લામાં કુતરાં કઠોર સાદે રડતાં હતાં. બાયડીઓ અને ભાયડાઓ ટોળે મળી ઓટલે બેઠેલાં હતાં, અને પ્રધાનના ઘરને બારણે નાગર ગૃહસ્થ ડાઘુને વેશે કોઈ રડતા હતા તથા કોઈ ભારે દિલગીરીમાં બેઠા હતા. તેના જૂના મિત્ર, તેના સગા કેહેવડાવનારા, તેના ઓળખાણમાં આબરૂ માનનારા, તેને બારણે રોજ જોડા ફાડનારા,

તેને બાપજી બાપજી કહેનારા—એ સઘળામાંથી કોઈ ત્યાં ન હતું. જેમ પાણી સૂકાયા પછી માછલાં નાશી જાય છે, જુવાર કપાયા પછી હઇચા બીજે ઠેકાણે ઉડી જાય છે, જેમ ગળપણ ખસેડ્યા પછી તેના ઉપર ભમણતી માખી જતી રહે છે, તેમ તે લીલા વનના સુડા, ઉગતા સુરજને પૂજનારા, આવતાના ઓલખાલા તથા જતાનું મ્હોં કાળું કહેનારા, આ વખતે કોઈ માધવને ઘેર ફરક્યા જ નહિ.

૮. માધવે થોડી મુદત સુધી જ પ્રધાનપણું કીધું હતું, પણ તેટલા વખતમાં તેણે સારાં કામો કીધેલાં હતાં તેથી જ લોકો તેના ઘરને વાસ્તે શોક કરતા હતા. તેનાં સગાં તથા કેશવનાં સાસરીયાં સઘળાં ત્યાં આવ્યાં હતાં. તેઓએ વિલાપ કરી હવેલી ગજાવી મુકી હતી. વખતે વખતે તેઓ એકઠાં મળીને કુટતાં હતાં. તે વખતે તેઓ એટલા જોરથી છાતી ઉપર હાથ અફાળતા હતાં કે છાતીનો રંગ લોહીવર્ણ થઇ જતો હતો. કેટલાએકને તો તે જગાએથી લોહીની સેર ચાલતી હતી, અને જો કુટવાનું કામ વધારે જારી રહેશે તો રોવા આવેલામાથી બીજું કોઇ મરનારની પાછળ જશે એમ લાગતું હતું. ઘર આગળના ચોગાનમાં ચોકીદાર સિપાઇઓનાં મુડદાં કપાઈ ગયેલાં પડયાં હતાં તેને ઠીક ગોઠવી બાળવા લઈ જવાની તૈયારી કરવામાં સૌ સૌની ન્યાતના લોકો કામે વળગ્યા હતા. મરનાર સિપાઇઓની સંખ્યા આશરે પચાસની હતી, તે સઘળાની ન્યાતજાતના લોકોની તથા બાકી રહેલા જીવતા ચાકરોની રડારડથી ત્યાં ભારે ગડબડ થઈ રહી હતી. તેની સાથે બાયડીઓ ત્યાં આશરે હજારેક એકઠી મળી તરેહ તરેહવાર અવાજ કાઢી

વિલાપ કરતી હતી. ઘરમાં ગયા કે પરસાળમાં એક ભયાનક દેખાવ નજરે પડતો હતો. એક ખુણામાં કેશવની વહુની મા, બ્હેન, માસી, ઇત્યાદિ બીજાં સગાં બેઠેલાં હતાં, અને બીજે છેડે કેશવનું શબ પડેલું હતું. ગાયના પવિત્ર છાણથી સ્વચ્છ કીધેલી ભોંય ઉપર દર્ભ પાથરીને શબને સુવાડેલું હતું, અને તેના માથા આગળ નીચું માથું ઘાલી તેની ધણિયાણી બેઠેલી હતી.

૯. ગુણસુંદરી તેની ઉમરના પ્રમાણમાં વધારે લાંબી હતી; તેનો રંગ ઘઉંલો હતો; તેનું નામ તેને યોગ્ય જ હતું. કેમકે અગર જો તેનું રૂપ તેની જેઠાણીના જેવું ન હતું તો પણ તેનામાં ગુણ રૂપસુંદરી કરતાં વધારે હતા, અને તેના કેટલાએક ગુણો તો માણસોમાંથી પણ થોડામાં જ શોધ્યા જડે એવા હતા. આ પ્રસંગે તેના લોહીમાં ગુસ્સો આવવાથી તેના તમામ શરીરનો રંગ રતાશ મારતો હતો. તેના મ્હોડા ઉપર એક પ્રકારનું તેજ પથરાયલું હતું. તેની આંખ એવી તો વિકરાળ અને હિંગળોકવર્ણ થઇ ગઈ હતી કે તેને જોઇને કોઈ પણ પુરુષ થથરી જાય, અને તે કોઈ ઇશ્વરી માતા છે એવું તેના મનમાં આવી તેને પગે પડવાની મરજી થઈ આવે. તેનો એવો ઉગ્ર ચહેરો જોઇને તેની માની પણ તેની પાસે જવાની હિંમત ચાલતી ન હતી. તે એકલી પોતાના સ્વામીને એકાગ્ર ચિત્તે જોઇને બેસી રહેલી હતી, અને તેની આસપાસ જે રડાપીટ તથા શોરબકોર થતો હતો તે ઉપર તેનું જરા પણ લક્ષ જતું ન હતું. ઘણા લોકના મનમાં હતું કે તેને જલદીથી સત ચડશે; તેની મા ઘેલી જેવી થઈ ગઈ હતી, અને છોકરીને આ રંડાપો આવ્યો તેના અત્યંત

દુઃખની સાથે તેને જોસ ચડશે તો તે પણ બળી મરશે
એવી ધાસ્તી પેદા થવાથી તેને વધારે સંતાપ થવા લાગ્યો
હતો. અત્યાર સુધી તેનો એવો અભિપ્રાય હતો
છોકરી રંડાય તેના કરતાં મરે તે સારૂં. રંડાય તો મ્હે
આગળ એક ધગધગતી સગડી થઈને પડે; તેને જોયાથી
નિરંતર દુઃખનું સ્મરણ રહે; તેના જીવને ઘડી ઘડી કલેશ
થયાં કરે તેથી તેના માબાપનાં હૈયાનો તાપ ઓલવાય
નહીં. એથી ઉલટું તે મરે તો ઘણું દુઃખ લાગે ખરૂં, પણ
તે દુઃખનો અંત પણ તે જ વખતે; પછી દેખવું એ નહીં
અને દાઝવું એ નહીં. પણ હવે તેને લાગ્યું કે મરવા કરતા
રંડાઈને જીવતી રહે તે સારૂં. તે એવી અવસ્થામાં જી
તેમાં ઉપર કહેલાં દુઃખ તો થાય, પણ છોકરી જીવતી રહે
પોતાની આંખ આગળ રહે તેથી જીવને શાતા વળે. વળી
તેને સલાહ પૂછવા, સાથે જવા આવવા તથા ઘરનું કામકાજ
કરવામાં કામ આવે. બીજું તે ઘરડી અશક્ત થઈ ખાટ
પડે ત્યારે રાંડેલી છોકરી તેની ચાકરી કરવામાં તથા તેની
સંભાળ રાખવામાં લાખ રૂપિયાની થઈ પડે. દુઃખનું ઓસ
દહાડા, રાંડેલાં બૈરાં ધણીનું દુઃખ કેટલેક વર્ષે ભૂલી જાય
ત્યારે રાંડેલી તો રાંડેલી પણ જીવતી છોકરીથી તેનાં માબાપના
અંતઃકરણમાં તો સંતોષ થાય. એ પ્રમાણે વિચાર ગુણસુંદરીના
માને થયો. વળી એમ વિચાર આવતો કે જો છોકરી સત
થાય તો કેટલું સારૂં! આખા શહેરમાં બલ્કે આખા ગુજ
રાતમાં તેનું નામ કીર્તિવંત થાય, તેની આખી ન્યાતને તેથી
શોભા મળે, તેના કુટુંબની પ્રતિષ્ઠા વધે અને તેના માબાપ
સૌ કોઈ ધન્ય ધન્ય કહે. વળી શાસ્ત્ર પ્રમાણે તેનો તર

તેના ધણીનો ઉદ્ધાર થાય અને બધા દેવલોક તેને જોઇને પ્રસન્ન થાય. એ સઘળા વિચારથી ગુણસુંદરીની માના મનમાં ધર્મનો જુસ્સો ભરાયો, અને તેની છોકરી જીવે તે કરતાં મરે તે સારૂં, એવું તેના મનમાં નક્કી થયું. તોપણ પોતાની છોકરીનું મન જોવાને તેને પૂછ્યું: "બ્હેન, લોકોમાં વાત ચાલી રહી છે કે તું તારો દેહ તારા ધણીને અર્પણ કરનાર છે. એ વાત ખરી હોય તો મારી જાત ઉપર, મારી ઉમર ઉપર, મારી અવસ્થા ઉપર વિચાર કરીને જે કામ કરવું હોય તે કરજે. તારા વિના મારાથી જીવાવાનું નથી. તારી પાછળ હું મારો દેહ પાડીશ, પછી તારા બાપની, તારાં નાનાં નાનાં ભાઇબ્હેનની શી વલે થશે? શું હું તને મરતાં જોઉં? શું તું તારી મેળે મરે અને હું ડોશી તને વળાવી જીવું? એમ કદી થનાર નથી. માટે તારા દુઃખના જોશમાં તેં જે કાંઈ ગાંડો વિચાર કીધો હોય તે કાઢી નાંખ, અને પરમેશ્વરે જે આફત મોકલી તે સહીને દુઃખે પાપે દહાડા કાઢવા ઉપર નજર રાખ. જો તારૂં આવર્દા ટુંકું જ હશે તો વધારે જીવવું નહીં પડે. પણ જાણીજોઇને તે કેમ મરાય? માટે હવે જીવવું અને જે થાય તે જોવું. તે સિવાય બીજો કાંઇ ઉપાય નથી."

૧૦. આ વાત સાંભળતાં જ ગુણસુંદરીના મ્હોં ઉપર વધારે લોહી ચડી આવ્યું; તેની આંખ વધારે લોહીવર્ણી થઇ; તેનું આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું; અને જે મહાભારત દુઃખ તેના ઉપર આવી પડયું હતું તેની અસર તેના અવાજ ઉપર થવાને બદલે તેના શબ્દ વધારે જુસ્સાથી તથા સ્પષ્ટતાથી નીકળવા લાગ્યા. અને તે કોઈ દહાડો વાચાળ ન હતી

તેવી આ વખતે થઇ બોલી: " હવે જીવવું, જેણે મારો હાથ પકડ્યો, જેની સાથે ઘણાં વર્ષ આ સંસારમાં સુખમાં અથવા દુઃખમાં કાઢવાની આશા બાંધી, જેણે મને મનગમતાં લાડ લડાવ્યાં, જેણે આટલાં વર્ષમાં એક કડવો શુકન કહ્યો નથી, જે બહાર વાઘ જેવા ગણાતા, પણ મારી સાથે જેની વર્તણુક ગરીબ ગાયના જેવી હતી તે આટલી નાની ઉમરમાં આવે અકાળ મોતે મારાથી રીસાઈ ગયા, અને હું દુષ્ટ પાછળ પડી જાઉં ? ના, ના, તે જ્યાં જશે ત્યાં હું જઇશ. તેનું જે થશે તે મારૂં થશે. હવે જીવવું ? જીવીને મારે મારા ધણીની અસદ્‌ગતિ કરાવવી અને જે પૂર્વજન્મનાં પાપથી તેનું આવું મૃત્યુ થયું તે પાપ ધોઇ નાંખવાનું મારા અખતિયારમાં છતાં આ ક્ષણભંગુર જગતમાં થોડા દહાડા દુઃખે પાપે કાઢવા સારૂ તેના અક્ષય સુખનો નાશ કરૂં ? હવે જીવવું ? જીવીને ઘરેણાંનો ત્યાગ કરી રૂદ્રાક્ષની માળા ધારણ કરવી અને મારાં વહાલાં લુગડાં બચકે બાંધી ધોળું વસ્ત્ર પહેરી ફરવું. હવે જીવવું ? જીવીને સઘળા વ્યવહારથી દૂર રહેવું અને સઘળાં શુભ કામમાં મારો ઓળો પડવા ન દેવો. હવે જીવવું ? જીવીને લોકોમાં રાંડ કહેવડાવવું અને રસ્તામાં કોઇને મળું તો તે અપશુકન સમજી પોતાનાં ઘરમાં પાછા ભરાઈ જાય તે સહન કરવું. હવે જીવવું ? જીવીને ઘરમાં બોજો થઇને પડવું અને માબાપના દુઃખનું મૂળ થવું. હવે જીવવું ? જીવીને ભાઈ ભોજાઇના ઠોક ખાવા અને પેટને સારૂ હલકામાં હલકી પરતંત્રતાની અવસ્થા ભોગવવી. હવે જીવવું ? જીવીને શું સુખ ભોગવવું ? જીવવાથી ફળ શું ? માટે એવી

રીતે જીવવા કરતાં મરવું લાખ ગણું સારૂં. માટે મરવું એ જ સિદ્ધાંત; એમાં કંઇ સંશય નહીં. માટે મારા ધણીની સાથે મારી પણ તૈયારી કરવી. ” એટલું બોલતાં બોલતાં તેને બેહદ જોશ ચડી ગયો અને તે ‘ જય અંબે ’ ‘ જય અંબે ’ બૂમ પાડી ઉઠી. એ બૂમ સાંભળતાં જ સઘળાં બૈરાં સતીમાની પાસે આવી તેને પગે પડયાં અને જે કોઈ રોતું હતું તેને ધમકાવવા લાગ્યાં.

૧૧. તે વખતે બે પિંડ તૈયાર કરાવી ગોરે એક શબનો અને બીજો પાંથક, એ પ્રમાણે એક શબની નીચે દર્ભ ઉપર અને બીજો આંગણે મુકાવ્યો. શબને સ્મશાન લઈ જવાની તૈયારી થતી જોઇને બાયડીઓ ગુણસુંદરીને બીજા ઓરડામાં લઇ ગઇ. ત્યાં તેને સ્નાન કરાવ્યું. પછી તેણે પોતાને હાથે ઘણાં જ કીમતી વસ્ત્ર પહેર્યાં અને ઘલાઈ શકાય એટલાં ઘરેણાં ઘાલ્યાં. બાકી જે પોતાનું રહ્યું તે સઘળું પોતાની બ્હેન, ભોજાઇ વગેરે સગાંને વહેંચી આપ્યું. પછી પોતાને કપાળે પિયળ કાઢી, ચોટલો છુટો તથા ભીનો રાખ્યો અને એવે વેશે તે પાછી પોતાના ધણીના શબ પાસે આવી. તેનાં દર્શન કરવાને મોહોલ્લાનાં તથા શહેરનાં એટલાં લોક એકઠાં થયાં કે ત્યાં દેવમંદિરના જેટલી ભીડ થઇ રહી. તે સઘળાં તેને પગે લાગતાં અને તેઓને તે આશીર્વાદ દેતી. કેટલીએક વાર ચુપ રહ્યા પછી તે બોલી, “સાંભળો, લોકો, એક વાર મહાદેવના સસરાએ યજ્ઞ કીધો તેમાં તેણે પોતાના જમાઇને નોતરૂં દીધું નહીં તેથી તે મહાદેવની સ્ત્રી સતીને ક્રોધ ચડયો, અને તે તેના બાપના ઘરમાં અગ્નિકુંડમાં પડીને બળી મુઈ. તેને બીજે જન્મે તે

ને તેઓ સઘળા નાઠી માર્યા જશે. જો કદાચ આપણી
ાં હાર થઇ તોપણ પાછા કિલ્લામાં ભરાઈ જવું બની
વશે અને ત્યાં રહીને આપણે તેઓને થકવી નાખીશું.
ોનું લશ્કર મોટું છે ખરૂં, પણ તેઓની પાસે મજબૂત
ા મોટા કિલ્લા લેવાને જોઇએ તેવો તથા તેટલો સામાન
ી હશે, તેમ એટલા બધા માણસોને ઘણા દહાડા સુધી
રાક પણ પૂરો પાડી શકાશે નહીં તેથી તેઓના માણસો-
થી કેટલાએક ભુખે મરી જશે. અને બીજાઓ નાહિમ્મત
જશે અને અંતે નિરાશ થઈ તેઓને દેશ છોડી
ા રહેવું પડશે.

૬. આ વિચાર કરણ રાજાને જરા પણ ગમ્યો નહિ.
ણમાં જોઇએ તે કરતાં પણ વધારે શૂરાતન હતું, એટલે
લડાઈ કરવાને એટલો બધો આતુર થયો હતો કે તે
લામાં ભરાઇ બેસવા જરાએ ખુશી ન હતો. તે કહે:
આપણી તલવાર ઉપર તથા સત્ય ઉપર ભરોંસો રાખી
સંગ્રામમાં ઉતરવું,—પછી જે થાય તે ખરૂં. બાયડીઓની
પકડી જીતવું તે કરતાં લડાઇમાં પડવું એ લાખ
જે સારૂં છે. એ ચંડાળ લોકોએ વગર કારણે એક
ણના કહેવાથી સુતો સિંહ જગાડયો છે, તેઓએ
ના મ્હોમાં હાથ ઘાલ્યો છે, કાળને ખીજવી બોલાવ્યો
અને મોત પોતાને હાથે માગી લીધું છે; તેઓને દાટવાને
ાના દેશમાં જગા ન મળવાથી આપણે અહીં આવ્યા
માટે હવે કાગડા, સમડી, તથા ગીધને મોટી ઉજાણી
શે, તેઓનું આપણાં ખેતરો તથા વાડીઓમાં સારૂં
ર બનશે, અને વળી આવતી સાલ જ્યારે પાક સારો

થશે, ત્યારે તેઓને મરવાને જ જાણે પરમેશ્વરે મોકલ્યા એમ માની ખેડુતો ભગવાનનો પાડ માનશે. માટે લડવું, લડવું ને લડવું."

૭. સામંતોએ રાજાની સઘળી વાત સાંભળી લીધી. તેઓ પણ રજપૂત હતા તથા તેઓમાં હિમ્મતની કાંઈ કસર ન હતી તેથી તેઓનું લોહી પણ લડાઈની વાતો સાંભળી ઉકળી આવ્યું, અને રાજાની ઇચ્છા પ્રમાણે જ નિશ્ચય થયો.

૮. શુભ દિવસ જોઈ, તે દહાડે સવારે રાજા ટોપ તથા બખ્તર સજીને તથા લડાઇનાં સઘળાં શસ્ત્ર બાંધીને તૈયાર થયો. સઘળા સરદાર તે જ પ્રમાણે તૈયાર થઈ ઉભા રહ્યા. રાજગોરે રાજાને કપાળે ટીલું કીધું તથા આશીર્વાદ દીધો. ભાટ લોકો રાજાને શૂર ચડાવવાને કવિતા બોલવા લાગ્યા. બારણા આગળ મોતીના સાથિયા પૂરાયા. ચોગાનમાં સઘળું લશ્કર તૈયાર થઈ ઉભું રહ્યું. દશ હજાર સવાર, પાંચસે હાથી, વીસ હજાર પાયદળ, પાંચસે રથ, એટલાં લડવાનાં સાધન હતાં. જયજયકારનો નાદ થઈ રહ્યો અને રણસંગ્રામનાં વાજીંત્રો વાગ્યાં. રાજા તથા લશ્કરને જોવાને શહેરમાં અથાગ ભીડ થઈ હતી. તેઓ સઘળા લડાઇના પરિણામને વાસ્તે ઘણા ચિંતાતુર દેખાતા હતા. રાજાનું સૈન્ય આટલું થોડું જોઇને તેઓને ઘણો ભય લાગતો હતો. અને જેમ હાથીઓના ટોળામાં એક વાઘના બચ્ચાનું અંતે કાંઇ ચાલે નહિ, તેમ એ સૈન્ય આખરે કપાઇ જશે, એવી દહેશત લોકોને રહેતી હતી. તોપણ શૂરા કરણ રાજાને જોઇને તેઓને ઘણો ઉમંગ આવ્યો. રસ્તામાં તેના ઉપર ફુલ તથા ફળની વૃષ્ટિ તેઓએ

કીધી તથા તેના જય વાસ્તે સ્તુતિઓ થઇ. રાજાએ ઘણા દહાડાનાં તેનાં કામોથી થયેલી અપ્રીતિ દૂર કીધી. શૌર્ય એ હજારો અવગુણ ઢાંકી નાખનારો એક ઘણો વિચક્ષણ ગુણ છે.

૯. શહેર બહાર જઈ કરણ રાજાએ પોતાના લશ્કર સહિત છાવણી કીધી. તેની બે બાજુએ પહાડ હતા અને પાછળથી નદી વહેતી હતી. બીજે દહાડે મુસલમાન લશ્કર આવી પહોંચ્યું. કરણનું લશ્કર ક્યાં પડ્યું છે તેની અલફ્ખાંને ખબર મળી હતી તેથી તે પણ પોતાના લશ્કરની ગોઠવણ કરી લડવાની તૈયારી કરી આવેલો હતો. બપોરની વખતે બન્ને લશ્કર સામસામાં થયાં.

૧૦. અલફ્ખાંએ સામા લશ્કરને તેની જગાએથી ખસેડવાને તેના માણસોને હુકમ આપ્યો. 'અલ્લા હુ અકબર' ની ચીસ પાડી મુસલમાન સિપાઇઓ આગળ ધસ્યા, અને રજપૂતોને તેઓની જગાએથી હડસેલવાને ઘણાએક પ્રયત્ન કીધા, પણ તેઓ પહાડની પેઠે જડ થઈ ઉભા રહ્યા. લડાઈ ઘણી ભારે ચાલી. ચોમાસામાં પવનના જોરથી વાદળાં સામસામાં અથડાય છે તેમ તે બન્ને લશ્કરો અથડાયાં. તલવારોના ખડખડાટથી કાન બહેર મારી ગયા; તેઓના વીજળી જેવા ચળકાટથી આંખ જંખવાઈ ગઇ; તીર તો આકાશમાં એટલાં ઉડી રહ્યાં હતાં કે તેમાંથી કોઈ પક્ષીથી પણ જવાતું નહીં, અને વરસાદની પેઠે તેઓ નીચે પડતાં હતાં. જમીન ઉપર લોહીની રેલ ચાલી; યોદ્ધાઓની ચીસથી ત્યાં કાંઇ શબ્દ પણ સાંભળવામાં આવતો ન હતો. એ બધા ગરબડાટની સાથે ઘાયલ સિપાઇઓ ધૂળમાં રગદોળાતા તથા તેઓને તેમના ઘાથી દરદ થતું તે સબળાના કષ્ટથી તેઓ ઘુમાઘુમ

પાડી રહ્યા હતા. બન્ને તરફનાં સેંકડો માણસો મૂઆ
પણ રજપૂત સિપાઇઓએ પોતાના ધારા પ્રમાણે ત
પોતાના ધર્મ પ્રમાણે પીઠ ફેરવી નહિ. કરણમાં જાણે
ભરાયું હોય તેમ જણાતું હતું. તેની આંખ ખૂનથી ભરે
લાલચોળ થઈ ગઈ હતી. તે પોતાની તેજસ્વી તલવાર
ચોતરફ ફરી વળ્યો અને જે તેના સપાટામાં આવ્યો તે
બે કકડા કર્યો વિના રહ્યો નહીં. એક વાર તેનો હા
મરી ગયો ત્યારે તે ઘોડા ઉપર સવાર થઇને લડયો.
ઘોડો પણ કતલ થઈ ગયો ત્યારે તે પાયદળ સિપાઈઓ
સામેલ થયો અને પોતાના શરીરની કાંઈ ફિકર રાખ
વિના એક સાધારણ સિપાઈની પેઠે લડયો. જ્યારે તે એ
બે ઠેકાણે ઘાયલ થયો, અને કેટલાએકે તેને ઓળખી
જાણ્યું કે જો તે વધારે વાર સુધી આ ઠેકાણે રહીને યુ
કરશે તો બેશક માર્યો જશે, ત્યારે તેને સમજાવીને એ
ઘોડો આપ્યો અને સવારોની હારમાં મોકલી દીધો. રાજા
આવી બહાદુરીથી તેના સામંતો પણ તેવી જ હિમ્મતથ
લડયા, અને સાધારણ સિપાઇઓ પણ મરણીઆની પે
મોતનો ડર જરા પણ ન રાખતાં પોતાનાં શસ્ત્ર નિર્દયપ
વાપરવા લાગ્યા. મુસલમાન લશ્કરનાં માણસો થાક્યાં, તેઓ
ઘણાએકે ધૂળ ચાટી, ઘણાએક જખમી થયા, પણ રજપૂ
ઉપર કાંઈ અસર થઈ નહીં તેથી તેઓ હઠીને પાછ
પોતાને ઠેકાણે ગયા. થોડી વાર સુધી થાક ખાઈ પાછ
તેઓએ ધસારો કીધો. પણ રજપૂત સિપાઇઓ તેઓ
ભેટ લેવાને તૈયાર થઈ રહ્યા હતા. અને સૈરંધ્રી જાણ
કૈચોકિચક ભીમની સોડમાં ભરાયો હતો તેમ મુસલમા

લોકોને પણ જોઈએ તેવું જ સામા પક્ષથી આદરમાન મળ્યું. પાછું યુદ્ધ પહેલાં પ્રમાણે જ જોરથી ચાલ્યું, પણ કાંઈ થાગ લાગ્યો નહીં. સૂર્યદેવતા આ કાપાકાપીથી કંટાળી જઈને તથા પોતાના ભક્તોનું દુઃખ જોઈ કષ્ટ પામીને પશ્ચિમ દિશા તરફથી લાલચોળ મ્હોડું કરી ચાલ્યા ગયા; પૃથ્વી ઉપર અંધકાર પથરાવા લાગ્યો; પક્ષીઓ પોતપોતાના માળામાં જવા લાગ્યાં, તારાઓએ એક પછી એક પોતાનું મ્હોડું બતાવ્યું, કમળનાં ફુલો બંધ થઈ ગયાં અને જે મુસાફરો ગામમાં તે વખતે આવ્યા તેઓએ ત્યાં જ રાતનો વાસો કીધો. ચંદ્રમાના પ્રકાશથી * અજવાળું તો થોડું પરમેશ્વરની તરફથી આવતું હતું, પણ લડવાનું સામર્થ્ય શત્રુઓમાં હમણાં રહ્યું ન હતું તેથી તેઓ પાછા પોતાને ઠામે ગયા અને રાતે લડાઈ બંધ રાખવાને તથા સવારે ઝળઝળું થતાં પાછો તેનો આરંભ કરવાને અલ્લઉદ્દીને ખાંએ કરણ રાજાને કહેણ મોકલ્યું. રજપૂતો પણ ઘણા જ થાકી ગયેલા હતા, તેઓને થોડાએક આરામની જરૂર હતી, તેથી એ પ્રમાણે તેઓએ કરવાનું કબુલ કીધું.

૧૧. રાત ચાંદરણી હતી; રૂપાનાં પતરાં જેવું ચાંદરણું ખીલી રહ્યું હતું. પણ તે વેળા જમીન ઉપર કેવો ભયંકર

* મૂળમાં 'રાતનો વાસો કીધો,' પછી આ પ્રમાણે વાક્ય છેઃ 'લડનારાઓથી એકબીજાનું મ્હોં જોઈ શકાતું ન હતું; એટલામાં ચંદ્રમાનો પ્રકાશ થયો.' એટલે કૃષ્ણ પક્ષની સૂચના થાય છે. પણ આગળ પા. ૧૦૪ મે 'એક પહોર રાત બાકી રહી, ત્યારે ચંદ્રમા અસ્ત થયો.' એમ કહ્યું છેઃ એ શુક્લ પક્ષમાં જ સંભવિત છે; માટે શુક્લ પક્ષને બંધ બેસતું આવે, એ રીતે ઉપરનું વાક્ય ઘટે તે પ્રમાણે ફેરવ્યું છે—સંશોધક

દેખાવ જોવામાં આવતો હતો ! એક મોટા મેદાન ઉપર હજારો વિકરાળ મ્હોંવાળાં માણસો મુએલાં પડેલાં હતાં. તે ઉપર જ્યારે ચાંદરણું પડતું અને તેઓના મ્હોં ઉપર મૃત્યુથી ઉત્પન્ન થતા ફિક્કા રંગની સાથે અજવાળાનો રંગ મળતો ત્યારે તેઓ ખરેખરાં ભયાનક દીસતાં હતાં. ઘાયલ લોકો ચીસાચીસ પાડતા. તેઓને પોતપોતાનાં માણસો લઇ ગયાં અને તે ઠેકાણે જે ઓસડવેસડ થઇ શકે તે લગાડવામાં આવ્યું. લોહીની તો નીક ચાલી રહી હતી અને તેનો લાલ રંગ બદલાઇને કાળો થઇ ગયો હતો. ગીધ, સમડી, કાગડા વગેરેને સારૂ જે મીજબાની પાથરેલી હતી તેનો ઉપભોગ કરવાને તેઓ તે વખતે ત્યાં ન હતાં, પણ વનવાગળાં ઉંચાં ઉડયાં કરતાં, ઘૂવડો પાસેનાં ઝાડ ઉપરથી અપશુકનવાળો તથા ભયાનક શબ્દ કાઢયાં કરતાં અને શિયાળવાં મુડદાંની ગંધથી ત્યાં આવીને મુએલા માણસોનો આરામ ભંગ કરતાં હતાં તથા ઉજાણીનું પર્વ હાથ લાગ્યું તેથી બુમાબુમ પાડતાં હતાં. સઘળું ચુપાચુપ હતું. લશ્કરમાંથી કાંઈ પણ મોટો અવાજ આવતો ન હતો. મુસલમાન લોકોએ પોણી રાત નિમાજ પઢવામાં કાઢી. રજપૂત લશ્કરમાં તે વખતે મહાભારત વંચાતું હતું. ભીમનાં પરાક્રમોની વાતો સાંભળી શૂરા રજપૂતોનું લોહી ઉકળી આવતું હતું. તે સિવાય ભાટ લોકોએ આગલા ક્ષત્રિય રાજાઓની લડાઇનાં કવિત કહી સંભળાવી સઘળાઓમાં શૂર ઉત્પન્ન કીધું હતું. એક પહોર રાત બાકી રહી, ત્યારે ચંદ્રમા અસ્ત થયો અને અંધારાનું પ્રાબલ્ય થઇ રહ્યું. મુસલમાન લોકોના વચન ઉપર ભરોંસો રાખી રજપૂત લોકોએ હજી

લડવાની તૈયારી કીધી ન હતી. જેવા તેઓ લડાઈના કામમાં પ્રામાણિક તથા વચન પાળનારા હતા તેવા તેઓના શત્રુ હશે, એવો વિશ્વાસ રાખ્યાથી તેઓ છેતરાયા. જ્યારે રજપૂત સિપાઇઓ ઉપર વર્ણવેલા કામમાં પડેલા હતા, તે વખતે ખબર આપ્યા સિવાય મુકરર કરેલા વખતની પહેલાં મુસલમાન સિપાઇઓ તેમની ઉપર તુટી પડયા. રજપૂતો લડવાને બિલકુલ તૈયાર ન હતા તેથી તેઓમાં ભંગાણ પડયું, લશ્કરમાં ફુટ પડી, સઘળે ઠેકાણે ગરબડાટ થઇ રહ્યો અને અંધારામાં મિત્ર કે શત્રુ કોઇ ઓળખાયા નહિ. 'અલ્લા હુ અકબર'ની બૂમ સંભળાય, ત્યારે રજપૂત સિપાઇઓ કપાઈ જતા એમ જણાતું. અને એવી 'અલ્લા હુ અકબર'ની બૂમ ઘણીવાર સંભળાતી હતી. કરણ રાજાએ પોતાના લશ્કરને ગોઠવવાની ઘણી મહેનત કીધી પણ વ્યર્થ ગઈ. કાપણી કરનારા ખેડુતો દાતરડાથી જેમ અનાજ કાપે તેમ રજપૂતો તે રાતે કપાઇ ગયા. રાજાનો ઘોડો વળી મરી ગયો એટલે રાજાએ ઉભા રહી લડવા માંડયું, પણ હવે જય મળે એવી આશા ન હતી. એક તલવારના ઘાથી તેનાં પાંસળાં કપાયાં અને લોહી વહેવાથી અશકત થઈ તે ભોંય ઉપર પડયો. એ અવસ્થામાં તે કપાઇ મરણ પામત, પણ દૈવયોગે તે વખતે ઝાંખું અજવાળું પડયું અને તેનું મ્હોં એક શૂરા સરદારે તુરત ઓળખ્યું. રાજા જીવતો રહેશે તો ગયેલું રાજ્ય કોઇ દહાડો પણ પાછું હાથ લાગશે, એવા વિચારથી તેણે બેશુદ્ધ રાજાને ઉંચકી લીધો અને એક ઝડપદાર સાંઢણી ઉપર બેસી ચાલતો થયો. સવાર પડી એટલે રજપૂત સિપાઈની ખરેખરી અવસ્થા જણાઇ; રાતે અંધારામાં કેટલા-

એક સિપાઈઓ નાસી ગયા; ઘણાએક તો માર્યા ગયા, અને બાકી રહ્યા તેઓ જીવની આશા છોડી ભારે જોશથી લડી લડી મરણ પામ્યા.

---

## પ્રકરણ ૮ મું

---

### કૌળાદેવીનું હરણ

૧. કરણ રાજા પડયો, તેનું સઘળું લશ્કર કપાઈ ગયું તથા તુરકડાઓનું સઘળું સૈન્ય પાટણ ઉપર આવે છે, એવા દુ:ખદાયક સમાચાર સાંભળીને શહેરમાં હાહાકાર થઈ ગયો. દ્રવ્યવાન લોકો પોતાની દોલતની ફિકર કરવા લાગ્યા તથા હોદ્દેદાર લોકોને પોતાના હોદ્દાની ચિંતા પડી. પણ જેઓનાં સગાંવહાલાં તથા મિત્રો રણસંગ્રામમાં માર્યાં ગયાં તેઓનાં દુ:ખની કાંઈ સીમા ન હતી. કેટલીએક ઘરડી ડોસીઓ તથા ડોસાઓ પુત્ર રહિત તથા નિરાધાર થઈ બેઠાં; કેટલાએક નાનાં છોકરાં બાપ વિનાનાં થવાથી નિરાશ્રિત થઈ ગયાં તથા કેટલીએક જુવાન સ્ત્રીઓને વિધવાવસ્થા પ્રાપ્ત થઇ. શહેરમાં સઘળે રડારડ થઇ રહી; મોટા મોટા મહેલ કે નીચાં નીચાં ઝુપડાં સઘળામાં દુ:ખ તથા શોકના શબ્દ સંભળાવા લાગ્યા. રાજાના મહેલમાં એક અંદરના ઓરડામાં કરણની સઘળી રાણીઓ એકઠી થઇ. આકાશમાં જેમ સૂરજ

પ્રકાશે છે તેમ તેઓની વચ્ચે કૈળારાણી પ્રકાશતી હતી. આખા ભરતખંડમાં તેના રૂપનો જોડો ન હતો. તેની પાસે તેની બે છોકરીઓ ઉભી હતી, અને મુરઘીનાં બચ્ચાંને મારવા બાજ ઉંચે ઉંચે ઉડતાં તલપ મારે છે, તે વખતે તે બચ્ચાં જેમ તેની પાંખ નીચે ભરાઇ જાય છે તથા તેના શરીરને દબાઇને ઉભાં રહે છે, તેમ આ પ્રસંગે તે છોકરીઓ તેની માની સોડમાં દબાઇને ભયભીત થયેલી ઉભી રહેલી હતી. તેઓમાંથી મોટી કુનકદેવીની ઉમર આઠ તથા નાની દેવળદેવીની ઉમર ચાર વર્ષની હતી, પણ તેઓના શરીરનો ઘાટ તેઓના વર્ષ પ્રમાણે જેટલો હોવો જોઇએ તે કરતાં કાંઇક વધારે ખીલેલો હતો; અને તેઓનું રૂપ તેઓની માના જેવું જ હતું.

૨. સઘળી રાણીઓ શોકાતુર થઈ બેઠેલી હતી; હવે શું કરવું તે કૈળારાણીને મ્હોડેથી સાંભળવાની રાહ જોતી હતી. પટરાણી મોટા આવેશથી રજપૂતના શૂરાતનથી તથા ક્ષત્રિયોનું લોહી મ્હોં ઉપર લાવીને ધીમેથી પણ દૃઢતાથી બોલી: “ મરવું, મરવું અને મરવું. એ વિના બીજો કોઈ ઉપાય નથી. મરવામાં કાંઇ મોટી વાત નથી. એક વાર તો મરવું જ છે, ત્યારે હમણાં મરવામાં શી ચિંતા છે? જ્યારે આપણી આવી દશા થઈ છે ત્યારે મૃત્યુમાં શો ભય છે? આ જગતમાં આપણે જન્મીએ છીએ અને મરીએ છીએ. જે ટુંકી મુદત આપણે આ દુનિયામાં વાસો કરીએ છીએ તેટલી ટુંકી મુદતમાં આપણે સૌ પોતપોતાનું કામ કરી લઇ આપણો મુકામ ઉઠાવીએ છીએ; અને ગયા પછી શું રહી જાય છે? કરોડો માણસ જગતમાં આવ્યાં અને ગયાં;

તેઓની નામ નિશાની કાંઇ રહેલી છે? તેઓ પૃથ્વી ઉપર થઇ ગયાં તેનાં ચિહ્નો નજરે પડે છે? સઘળાનાં નહીં. ઘણાખરા તો કાળની મોટી રેલમાં ઘસડાઇ ગયા અને તેઓ હતા જ નહીં એમ લાગે છે, પણ થોડાએક તો દરિયામાંના ખડકની પેઠે મજબૂત ઉભા છે, અને તેઓ ઉપરથી કાળ-રૂપી રેલ જોરથી ચાલી ગઈ તોપણ તેઓના પાયા હજી રહેલા છે અને અનંત કાળ પર્યંત તેઓ અચળ રહેશે. એ પાયા રહી ગયા તે શું? તેઓનાં નામ, તેઓની આબરૂ. સારૂં નામ એ એક અમૂલ્ય વસ્તુ છે; તેની કીમત આખા જગતનાં સોનાં, રૂપાં, હીરા, મોતી વગેરે ઝવેરાત કરતાં પણ ઘણી જ વધારે છે. જેની પાસે સારૂં નામ છે તેના જેટલો શ્રીમંત બીજો કોઇ નથી. બીજી સઘળી દોલત નાશવંત છે, પણ સારૂં નામ અમર છે. બીજી દોલત તો ખુટી જાય છે અને તે દોલત મેળવનારાનું નામ એક બે પેઢી પછી નાશ પામે છે, પણ સારૂં નામ ધ્રુવના તારાની પેઠે અચળ રહે છે. દુનિયામાં લોકો પોતાના વંશ વડે જ આ લોકોમાં અમર રહેવાની આશા રાખે છે તે ખોટી છે. એ પ્રમાણે તો એક અથવા ઘણું તો બે પેઢી સુધી તે ઓળખાય છે, પણ પછી તેનું મીંડું વળ્યું. તે હતો અને નહીં હતો એ સરખું જ થાય છે; પણ સારૂં નામ એ તો જગતને એક મોટો વારસો આપી જવા જેવું છે. સારા નામવાળાનું સ્મરણ કાયમ રાખવાને વંશની જરૂર નથી; તે તો અંધકારમાં સૂર્યના એક કિરણની પેઠે પ્રકાશ્યાં કરશે. સારૂં નામ અથવા આબરૂ એ એક મોટી વસ્તુ છે. સઘળાને તે પારસમણિ મેળવવાની આતુરતા હોય છે; સઘળાઓ તે અમૂલ્ય હીરો

પ્રાપ્ત કરવા મહેનત કરે છે, પણ સઘળાના પ્રયત્ન સફળ થતા નથી. જેઓએ પોતાના અંગથી, મનથી અથવા નીતિની શક્તિ વડે જગતમાં મોટા તથા અગત્યના ફેરફાર કીધા છે તેઓનાં નામ અમર રહી ગયાં છે. વળી જેઓએ અસાધારણ કામો કીધાં છે, એટલે જેઓએ સત્યને વાસ્તે અથવા આબરૂને વાસ્તે પોતાનો દેહ અર્પણ કીધો છે, તેઓનાં નામ તેઓના દેશના અને વખતે આખી દુનિયાના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાયલાં છે. જગતમાં નામ મેળવવા ખાતર મરવું કોણ કબુલ નહીં કરે? જે માણસ થોડા દહાડા વધારે દુનિયાની જંજાળ તથા ફિકર ખમવા સારૂ પોતાનું સારૂં નામ જવાદે છે, પોતાની આબરૂ ખોવાનું કબુલ કરે છે, તે ખરેખરો અધમ જાણવો; તેનાં કોઇ પણ વખાણ કરતું નથી અને જ્યારે તે મરે છે ત્યારે જેમ વાડીમાંથી નકામા છોડવા નીંદાઇ જાય છે અને ઉખડી છુંદાઈ જાય છે, જેમ કીડો ભોંય ઉપર ઘસડાતો ઘસડાતો ચાલતાં પગ તળે કચડાઇ જાય છે અને તેને કોઈ ગણતું નથી, જેમ એક પશુ જંગલમાં મરી જઇ સડયાં કરે છે, તેમ તે હતો જ નહીં એવો થઇ જાય છે; અને દરિયાકિનારા ઉપરની રેતીમાંનો એક દાણો ઉડી જવાથી કાંઈ ખોટ જણાતી નથી તેમ જગતમાં માણસની કુલ સંખ્યામાંથી તે ઘટેલો કોઇને લાગતો નથી. તેને કોઈ આબરૂ આપતું નથી; તેને વાસ્તે કોઇ રડતું નથી અને તેની કીર્તિ વધારવાને કવિ તેની કવિતા બનાવતા નથી. સઘળાં માણસો આ પૃથ્વી ઉપરની ટુંકી મુસાફરીથી તૃપ્ત થતાં નથી. તેઓને ઘણાં વર્ષ દુનિયામાં જીવવાની ઇચ્છા હોય છે અને જ્યારે તેઓ

એટલી મુદ્દત સુધી જગતમાં ટકી શકતા નથી, ત્યારે થોડાં વર્ષ પૃથ્વી ઉપર ને બાકી રહેલાં વર્ષો માણસોના સ્મરણ-સ્થાનમાં જીવવાનો પ્રયત્ન કરે છે. એ સઘળાં કારણોથી આપણે સઘળાંઓએ મરવું જોઈએ અને તેમ કીધાથી આપણાં નામ શૂરી સ્ત્રીઓ જેઓએ સ્વાર્પણ કરી પોતાની પ્રતિષ્ઠા વધારી છે તેઓની ટીપમાં ઉમેરાશે; માટે આ મહેલને આગ લગાડી મુકવી અને આપણે સઘળાંએ એમાં રહી બળી મરવું."

૩. મરવાની આ ભયંકર રીતથી કોઇ પણ રાણીનું મન ત્રાસ પામેલું દેખાયું નહીં. સઘળાંએ પોતાની તે પ્રમાણે કરવાની ખુશી દેખાડી. તે ઉપરથી સઘળી રાણીઓએ પોતાનો દેહ અર્પણ કરવાની તૈયારી કીધી. કૌળાદેવીએ પહેલો વિચાર પોતાની કુમળી વયની બે દીકરીઓને વાસ્તે કીધો. પોતાના એક ખાસ ચાકરને બોલાવી તેને તે દીકરીઓ સોંપી અને તેઓને તેમના બાપ પાસે લઈ જવાનું કહ્યું. પોતાની પ્રાણ સમાન વહાલી છોકરીઓનો વિયોગ થવાનો સમય આવ્યો ત્યારે તેની છાતી ભરાઈ આવી, અને તે કેટલીક વાર સુધી પોકેપોક મુકીને રડી. છોકરીઓને વદાય કર્યા પછી: સઘળી રાણીઓએ પોતપોતાના કામકાજનો બંદોબસ્ત કરી લીધો. પછી મહેલના જે ભાગમાં જલદીથી બળે એવા પદાર્થો હતા ત્યાં એક મોટો કાકડો સળગાવી મુક્યો. આગનું જોર વધી ગયું. જે મહેલ પાટણ શહેર વસાવતી વખતે વનરાજે બાંધેલો, જે મહેલમાં મૂળરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, ભીમદેવ ઇત્યાદિ રાજાઓ જન્મ્યા તથા મુઆ,

જે મહેલમાં જયના આનંદકારક શબ્દ ઘણીવાર સંભળાયલા, જે મહેલે રાજ્યના નાના પ્રકારના ફેરફાર જોયલા, અને જેણે આશરે સાડી પાંચસે વર્ષ વાયુ, વૃષ્ટિ તથા કાળચક્રના અનેક સપાટા ખમેલા તે મહેલ આજે અગ્નિદેવને ભેટયો. પણ રાણીઓએ કીધેલો પ્રયત્ન નિષ્ફળ જવાનો હતો, હજુ તેઓને સુખદુઃખનો સ્વાદ વધારે ચાખવાનો હતો તેથી એવું બન્યું કે જે વખતે આગનું જોર ભરપુર ચાલી રહ્યું હતું, તે વખતે મુસલમાન લોકોનું લશ્કર શહેરમાં આવી પહોંચ્યું અને તે સઘળું બળતા મહેલ આગળ આવી ઉભું રહ્યું.

૪. ગુજરાત જીતવાની એક મતલબ ત્યાંનું અગણિત દ્રવ્ય હરણ કરવાની હતી, તેથી જો મહેલ બળી જશે તો તે માંહેના સઘળા ખજાનાનો નાશ થશે એ બ્હીકથી અલફખાંએ આગ તુરત હોલવી નાખવાનો પોતાના સિપાઇઓને હુકમ કીધો. તે વખતે હજારો માણસો મહેલ ઉપર તુટી પડયાં, અને આગની ગરબડાટમાં લુંટવાનો સારો વખત મળશે એવી ઉમેદથી ઘણા જોરથી સિપાઇઓ કામે વળગી ગયા. જોતજોતામાં તેઓએ મહેલનો બળતો ભાગ તોડી નાંખ્યો અને પાણીનાં વાસણ પાસેનાં ઘરોમાંથી લાવી આગ હોલવી. થોડી વારમાં અંદર જવાનો રસ્તો થયો અને થોડા બહાદુર મોતને ન ગણનારા સિપાઇઓએ મહેલમાં પેસી રાણીઓને તથા બીજા કેટલાએક માણસોને બહાર ખેંચી કાઢયાં અને પડેલી આખડેલી વસ્તુઓ જે હાથમાં આવી તે લઈ આગળ ચાલ્યા. આ વખતે કૌળારાણી છેક નિરાશ થઈ ગઈ તથા શત્રુના હાથમાં પડવાની ફિકરમાં

પડી, પણ તેણે હિંમત મુકી નહીં. તે એક ઓરડામાં ભરાઈ અને તેને માંહેથી બંધ કીધો. પછી જલદીથી તેણે સ્ત્રીનો વેષ કાઢી નાંખીને પુરુષનાં વસ્ત્ર પહેર્યાં, પોતાની ખુબસુરતી ઢાંકવાને મ્હોં ઉપર રંગ લગાડયો અને પોતાનું રૂપ બદલી નાંખી ઢાલતરવાર બાંધીને ઓરડાની બારીએ જઇ ઉભી રહી. ત્યાં આવીને "બળું છું રે બળું છુ" એવી બુમ પાડી. તે ઉપરથી નીચેના સિપાઇઓએ દયા લાવીને એક સીડી મુકી તે ઉપરથી તે નીચે આવી. તે કોઇ રાજાનો ખવાસ હશે એમ જાણી તેના ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહીં. થોડી વાર આણીગમ તેણીગમ ફરીને તે ત્યાંથી જતી રહી, અને એક તેના ઓળખીતા રજપૂત પાસે જઈ તેનો ઘોડો માગી લીધો. તે તેજસ્વી તથા જલદ હતો તે ઉપર સવાર થઈ તથા રસ્તામાં કોઇ ઉપદ્રવ ન કરે માટે રજપૂતનો વેષ બદલી મુસલમાનનો વેષ ધારણ કરી શહેરના દરવાજા બહાર સહેલથી ચાલી ગઈ.

૫. રાજમહેલ જલદીથી છંટાઇ ગયો. બીજી રાણીઓ જીવતી નીકળી સઘળો ખજાનો સહીસલામત હાથ લાગ્યો. અને શહેરમાં સઘળી વાતે બંદોબસ્ત કરી અલફ્-ખાંએ અલાઉદ્દીન પાદશાહની તરફથી ગુજરાતનું રાજ્ય કરવા માંડયું. રૂપસુંદરી માધવને પાછી મળી. એ પાછા મળેલા સુખની યાદગીરીને વાસ્તે માધવે વર્દ્ધમાન નગર (વઢવાણ)માં એક વાવ બંધાવી તે હજી તેના નામથી ઓળખાય છે.

૬. ગુજરાત સઘળું એક લડાઇમાં જીતાયું તે સમાચાર પાદશાહને હવે કહેવડાવવાના હતા, પણ એકલી ખબર

મોકલ્યાથી અલાઉદ્દીન જેવો પાદશાહ પ્રસન્ન થશે નહીં એવું અલફ્ખાંને નક્કી હતું. તેણે ગુજરાતની કોઇ નવાઇની વસ્તુ મોકલવી જોઇએ અને બહાના દાખલ કેટલોએક તે દેશનો ખજાનો પણ મોકલવો જોઇએ. કરણ રાજાની પટરાણી કૈળારાણીની ખુબસુરતી આખા ભરતખંડમાં પ્રસિદ્ધ હતી. રૂપમાં તથા બીજી હોંશીયારીમાં તે અનુપમ હતી તથા તેની કીર્તિ દિલ્હી સુધી ફેલાઈ હતી. એવી કૈળારાણીને દિલ્હીમાં પાદશાહ પાસે મોકલવાનો અલફ્ખાંએ ઠરાવ કીધો, અને તે મતલબસર તેણે તેની સઘળે ઠેકાણે શોધ કરવા ચોતરફ સવારો મોકલ્યા.

૭. કૈળારાણીએ શહેર બહાર જઈ પોતાના બાપના દેશ ઝાલાવાડ જવાનો રસ્તો લીધો. ઓળખાઈ જવાની બ્હીકથી તે ધોરી રસ્તો મુકી આડે અવળે ઠેકાણેથી જંગલ, પહાડ તથા વિકટ રસ્તે જતી હતી. તે કોઈ પણ ગામમાં વાસો કરતી ન હતી, પણ કોઇ જંગલમાં એકાંત સ્થળ જોઈ ત્યાં રસોઈપાણી કરી બપોર ગાળતી અને તેવે જ ઠેકાણે રાત્રે વાસો કરતી. વળી તેને ચોર તરફની ઘણી ધાસ્તી હતી. તેના અંગ ઉપર ઘણાં કીમતી ઘરેણાં છુપાવીને રાખેલાં હતાં, તે લઇ જવાની લાલચથી ચોર લોકો તેનો કદાપિ જીવ લે અથવા બીજો ઉપદ્રવ કરે. સારા ભાગ્યે તેણે મુસલમાનનો વેષ ધારણ કીધેલો હતો અને તે વખતે તે લોકોનો એટલો બધો ત્રાસ પડી ગયેલો હતો કે રસ્તામાં કોઇએ તેનું નામ પણ પૂછ્યું નહીં. એથી ઉલટું તે જ્યાં જ્યાં ગઇ ત્યાં ત્યાં તેને માન, પ્રતિષ્ઠા મળતાં ગયાં તથા જે જોઈતું હતું તે સઘળું તેના ડરથી લોકો તુરત આણી

આપતાં. પણ એ પ્રમાણેનું નિરાંતપણું ઘણા દહાડા સુધી કાયમ રહ્યું નહીં. જ્યારે તે જંગલ વટાવવાની તૈયારીમાં હતી અને જ્યારે તેની સઘળી દહેશત તથા ફિકર-ચિંતા મટવા ઉપર આવી હતી, તે વખતે એક દહાડો જળવજળ દહાડો રહ્યો હતો તેવામાં તેની સામા દશ માણસનું ટોળું આવી ઉભું રહ્યું અને 'લુગડાં ઉતાર' એવી રીતે તેને મોટે સાદે કહ્યું. રજપૂતાણીને યોગ્ય હિમ્મત પકડી તેણે તેમને બ્હીવડાવવા પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો. લુગડાં ઉતારવા આનાકાની કીધી તેથી ચોરને ગુસ્સો ચડ્યો, અને તેઓએ પાસે આવીને તેને ઘોડા ઉપરથી પાડી નાખી અને તેનાં લુગડાં કાઢવા લાગ્યા. ઉપરનું વસ્ત્ર ખસેડતાં મોતી તથા હીરાના હાર જોઈને ચોરોને ઘણું આશ્ચર્ય લાગ્યું, પણ તે એક સ્ત્રી છે એવી ખબર પડવાથી તેઓ એવા વિસ્મિત થયા કે શું કરવું તેનો વિચાર કરતા જ ઉભા રહ્યા. આ કોઈ રાણી છે એમ તેમની ખાતરી થઈ અને તેથી તેઓએ તેને પોતાના નાયક પાસે લઈ જવાનું ઠરાવ્યું. તેઓ કૌળારાણીને માનપૂર્વક ઉંચકી ઘોડા ઉપર બેસાડી પાસેના ગામમાં તેઓના નાયકના ઘરમાં લઈ ગયા.

૮. નાયક એક ઝુંપડામાં એક ખાટલા ઉપર બેઠેલો હતો. ચોરોએ કૌળારાણીની તમામ હકીકત કહી તેને સ્વાધીન કીધી. નાયકે ચોરોને ઘણી શાબાશી આપી અને થોડા દહાડા પછી તેઓને ભાગ આપવાની કબુલત આપીને તેમને વદાય કીધા.

૯. જ્યારે નાયક એકલો રહ્યો, ત્યારે તે કૌળાદેવીને પોતાની જોડે લગ્ન કરવા સમજાવવા લાગ્યો. કૌળાદેવી

રી નિરાધાર હતી. તે વખતે તેની વહારે ધાય એવું
રહેતું તેથી તે કાંઇ પણ બોલ્યા વિના ઉભી રહી.
ડી અને નાયક રોજ કરતાં કાંઇક વધારે અફીણ
સુતો. તે જોઇ કૌળાદેવી ઉઠી અને જગદંબાની
કરી પોતાની પાસે ખંજર સંતાડી રાખ્યું હતું તે
નાયકને કારી જખમ મારી, તેને પળવારમાં યમ-
મોકલી દીધો. પછી પોતે નાયકનાં લુગડાં પહેરી વાડામાં
ત્યાં તેના ઘોડામાંથી એક સારો જલદ ઘોડો પસંદ
. ઉપર સવાર થઇ રાત્રે ને રાત્રે આગળ ચાલી. નાયક
. તેને કોઇએ હરકત કીધી નહીં અને સવારે જ્યારે
ા ઘરનાં માણસોને તેના મોતની ખબર પડી અને
પછી તે ખબર આખા ગામમાં પથરાઇ અને ગામના
એક લોકો કૌળારાણીને પકડવાને નીકળ્યા, ત્યારે
આઘે ચાલી ગઇ હતી. કૌળારાણીની ખાતરી હતી
ારે ગામના લોકો તેની પાછળ લાગશે અને જો તે
ચાલ્યા કરશે, તો કોઇ દહાડો પણ તે પકડાઈ જશે,
શતથી એક ગામ આવ્યું ત્યાંના રાજા પાસે થોડા
સુધી રહેવાનો તેણે ઠરાવ કીધો. રાજાની આગળ
ાતાની સઘળી હકીકત કહી અને તે સાંભળીને તેને
તો દયા આવી કે પોતાને માથે ભારે જોખમ ખેડી
ખવાનું કબુલ કીધું.

૧૦. આ બાજુ અલફખાંએ મોકલેલા સવારો ફરતા
તે જ ગામ આગળ આવી પહોંચ્યા અને ત્યાં રાણીની
ર કરવા લાગ્યા. દૈવયોગે એવું બન્યું કે રાજાના હજામને
પૂછ્યું અને સઘળા દેશોમાં હજામની જીભ ઘણી

લાંબી તથા પેટ ઘણું નાનું હોય છે તેથી તેણે તેઓને કહી દીધું કે રાજાના મહેલમાં એક બે દહાડા થયાં એક પરોણો આવેલો છે તેનો રાજાજીએ ઘણો સત્કાર કીધેલો છે. સવારોને નક્કી થયું કે એ જ કૌળારાણી હશે તેથી તેઓએ રાજાને તુરત સંદેશો મોકલ્યો કે જે નવો માણસ તેની પાસે આવેલો છે તેને અમારે સ્વાધીન કરવો. શરણાંગતને શત્રુના હાથમાં આપી દેવો એ સમાન બીજું કાંઈ મોટું પાપ નથી એમ સમજીને તથા કૌળારાણીએ ઘણા કાલાવાલા કીધા તેથી દયા લાવીને રાજાએ થોડીવાર આનાકાની કીધી. પણ જ્યારે સવાર લોકોના ઉપરીએ ફરી કહેવડાવ્યું કે અમારા કહેવા પ્રમાણે એકદમ કરશો નહીં તો આખું પાદશાહી લશ્કર તમારા ગામ ઉપર તુટી પડશે, તમારૂં સઘળું રાજ્ય જપ્ત કરશે અને તમને ગાદીએથી ઉઠાડી મુકશે, ત્યારે તે રાજા ભય પામ્યો અને કૌળારાણીને એ સઘળી વાત સમજાવીને કહી. તેણે તે ગામમાંથી નાસી જવાનો ઠરાવ કીધો, પણ જો તે એ પ્રમાણે કરે તો મુસલમાન લોકોના મનમાં એવું આવે કે મેં તેને જાણી જોઇને જવા દીધી અને તેઓ મારા ઉપર તેઓનો સઘળો ક્રોધ કાઢે તેથી તેણે દરવાનોને હુકમ આપ્યો કે જે અજાણ્યો માણસ ગામ બહાર જવાનું કરે તેને પકડી પાદશાહી સવારોના ઉપરીને સ્વાધીન કરવો. તે પ્રમાણે જ્યારે કૌળારાણી તે રાત્રે ગામ બહાર જવાનું કરતી હતી તે વખતે દરવાને તેને પકડીને તે ઉપરીને સોંપી દીધી. કૌળારાણી પકડાઇ. સવારો તેને લઇ ઘણી ઝડપમાં પાટણમાં આવી પહોંચ્યા. કૌળારાણી જીવતી હાથ આવી તથા તેને

અલાઉદ્દીન પાદશાહ પાસે મોકલીશ તો તે ઘણો ખુશ થશે એ વિચારથી અલફખાંના મનમાં હર્ષ માયો નહીં. થોડા દહાડા પછી શહેરમાં એક મોટી ધામધુમની સાથે સવારી નીકળી, ત્યારે જ પાટણના લોકોએ જાણ્યું કે ગુજરાતની રાણી, અતિ રૂપાળી કૌળાદેવી મ્લેચ્છ પાદશાહનો મહેલ શણગારવા જાય છે. લોકો તે સવારી જોવા કોઇ બહાર આવ્યા નહીં. સઘળા ઘણા શોકમાં પડ્યા. કૌળારાણીનું અંતઃકરણ લોકોની પ્રીતિ જોઇને ભરાઇ આવ્યું અને પોતાની જન્મભૂમિ છોડવાનો વખત આવ્યો. એ દુઃખથી તેણે ઘણા જોરથી રડી અતિશય વિલાપ કીધો.

---

## પ્રકરણ ૯ મું

### બાગલાણમાં કરણ

૧. સૃષ્ટિમાંનાં જે ઘણાં રમણિક સ્થળો, જ્યાં અપ્સરાઓ પણ રમવા આવે તથા સ્વર્ગવાસીઓને પણ વાસો કરવો ગમે, એવાં હોય છે તેવા એક રળિયામણા સ્થળમાં એક કિલ્લો બાંધેલો હતો અને તેની નીચે એક સુંદર નાનું શહેર વસેલું હતું. એ શહેરની ચોતરફ ઉંચા ઉંચા પહાડોનો કોટ થઈ રહેલો હતો; અને શહેરનાં ઘરો વચલા પોલાણમાં ચઢતાં ઉતરતાં ઘણાંજ ખુબસુરત હારબંધ બાંધેલાં હતાં. આ શહેરનું પહાડોને લીધે પરમેશ્વર તરફથી રક્ષણ થયેલું હતું; તોપણ તેનો બચાવ કરવા સારૂ તેની આસપાસ ફરતો

ઘણો મજબૂત પત્થરનો કોટ કરેલો હતો. એ શહેરનું નામ બાગલાણ હતું અને તે દેવગઢના રાજા રામદેવના તાબામાં હતું. કિલ્લો ઘણો મજબૂત તથા શોભિતો હતો અને તેમાં રહેવાને સારૂ ઘણો વગ હતો. વળી તેની આસ-પાસની જગા પણ એવી શોભાયમાન હતી કે તેનું યથાસ્થિત વર્ણન કોઈ કવિની કલ્પનાશક્તિથી પણ થઇ શકે નહીં. ચોતરફ ઉંચા ઉંચા પહાડો હતા અને તેઓ સૂર્યોદય અથવા સૂર્યાસ્ત વખતે એવા તો મનોહર લાગતા, કે તે જોવાને જેટલો શ્રમ તથા પૈસો ખરચ કરીએ તેટલો સઘળો વળી જાય. તેઓના ઉપર પુષ્કળ ઝાડી હતી અને સાગ, આંબા વગેરે ઝાડો નાટકશાળાની બેઠકની પેઠે એક ઉપર એક ઉગેલાં હતાં તે જોઇને આંખને આનંદ તથા સંતોષ ઉપજતો હતો. એ ઝાડીઓમાં વાઘ, રીંછ વગેરે રાની પશુઓ નિરંકુશ અમલ ચલાવતાં હતાં અને તેઓના રાજ્યપદ વિષે તકરાર લેનાર માણસ ત્યાં કવચિત આવતું હતું. નાનાંમોટાં પક્ષીઓ ઘણાં મધુર નાદથી તે સ્થળને ગજાવી મુકતાં અને તેઓનાં સુંદર રંગબેરંગી પીંછાનો ઝળકાટ તડકામાં પડતો, તે જોઇને ઇશ્વરની લીલાથી મન વિસ્મિત થયા વિના રહેતું જ નહીં. વળી ઠેકાણે ઠેકાણે નાની નાની નદીઓ વહેતી હતી અને જ્યારે તેઓ ઉંચી જગાએથી ઉતરતી અને પત્થરાઓ ઉપર અથડાતી નાના છોડવા તથા પુલોને વહેવરાવતી તથા પહાડોના ઘસારાથી પડેલા નાના કાંકરાઓમાં રમતી આગળ ચાલતી ત્યારે તેની સ્થિતિ જોઇને આપણી બાલ્યાવસ્થા યાદ આવ્યા વિના

ી નહીં. બીજી કેટલીએક નદીઓ ઉંચા ટેકરાઓ ઉપર-
નીચે પડતી. તેના મોટા ધોધવાથી જે ગર્જના થઈ
ી, તેના ઉપર ફીણના જે ગોટા આવતા અને તેના
: જ્યારે સૂર્યનાં કિરણ પડતાં ત્યારે તેઓનું વક્રીભવન
ને તેઓમાંના સાત જુદા જુદા રંગો છુટા પડીને ઇંદ્ર-
ય જેવો આકાર ત્યાં થતો તે ઘણો જ આશ્ચર્યકારક
તો હતો. એવા ધોધવાઓ નીચે પડીને આગળ વહેતા,
ાએક નીચે પડી ત્યાં એક થઈ રહેતા, એટલે ત્યાં
ર્યું કાચ જેવું તળાવ બનતું અને કેટલીએક નદીઓના
ાથી જમીન ઘસાઇને ત્યાં મોટી મોટી ખાઇઓ થતી
તેમાંથી તેઓ વિજળીને વેગે દોડતી. જ્યારે ચોમાસા-
અષાડ મહીનામાં વાદળાંથી ઘોર ઘટા થઈ રહેતી તથા
ળીના ચમકારા અને મેઘગર્જનાના કડાકા થતા ત્યારે
ગાનો દેખાવ ખરેખરો દબદબાભરેલો તથા ભયાનક
રહેતો હતો. વાદળાં તો જાણે આપણા પગ નીચે
ા ને ગોટા અથવા ધુમસની પેઠે પથરાયલાં દેખાતાં
અને તેઓ પીગળીને પાણીનાં ટીપાં થઈ નીચે પડતાં
આપણને લાગતું જ નહીં. વિજળી ઝાડ અથવા ટેકરી-
ી ટોચથી ખેંચાઇ આવીને પડતી તે વખતે પત્થરોના
ાથી અથવા ઝાડોના પડવાથી મોટા મોટા અવાજ થતા
. વળી ગર્જનાના શબ્દ પણ એક પહાડ ઉપર અથડાઈ
ા ઉપર પડતા અને ત્યાંથી અથડાઇ ત્રીજાને લાગતા,
એવી રીતે થવાથી ગડગડાટના કડાકા ને કડાકા કેટલી-
વાર પહોંચ્યા જ કરતા. વરસાદ પણ ત્યાં એટલો
. વરસતો કે તેનો ખ્યાલ મેદાનમાં વસનારાઓથી થઈ

શકે નહીં. એ સઘળું પાણી એકઠું થઇ નદીઓમાં વહેતું તેથી તે સઘળાં ઝરણો ભરપૂર થઇ જતાં હતાં. ઉનાળાના સખત તાપથી ઝાડો બળી ગયેલાં હોય, પત્થરો તપી ગયેલા હોય તથા પહાડો જે ખાવા ધાતા હોય એમ દેખાતા હોય ત્યાં સઘળે લીલું કુંજાર થઇ રહેતું. ઝાડો ઉપર આકાશમાંથી વૃષ્ટિ રૂપી અમૃત પડતું તેથી તેઓ સજીવન થઇ પાછાં પ્રફુલ્લિત થઇ શોભાયમાન દેખાતાં તથા પાણીનો પુષ્કળ મારો હોવાથી સઘળે ઠંડક ઠંડક થઈ રહેતી અને શીતળ વાયુમાં અગણિત ફુલોની સુગંધ ઘસડાઈ આવતી. ‘ડુંગરા દૂરથી રળિયામણા’ એ જે કહેવત છે તે તે વખતે ખોટી પડતી અને તેઓ આઘેના કરતાં પાસેથી વધારે રળિયામણા દેખાતા હતા. એવી જગાએ જે કિલ્લો હતો તેમાં છેક અંદરના ઓરડામાં બે જણાં બેઠાં બેઠાં વાત કરતાં હતાં.

૨. એ બે જણમાંથી એક પુરુષ તથા એક સ્ત્રી હતી. પુરુષ હતો તેની ઉમર ચાળીસ વર્ષની લગભગ હતી, પણ તેટલા કાળની અસર સાધારણ માણસના શરીર ઉપર જોવામાં આવે છે તે કરતાં તેની ઉમર વધારે દેખાતી હતી. કોઇ પણ તંદુરસ્ત માણસની જુવાની ચાળીસ વર્ષે જતી રહેતી નથી અને કેટલાએક દેશમાં તો તે વખતે માણસ ભરજુવાનીમાં ગણાય છે. પણ તે પુરુષનાં વર્ષ વધારે ઝડપથી દોડયાં હતાં તથા કાળચક્રનો ઘસારો તેના ઉપર વધારે થયો હતો. તેનું શરીર પચાસ અથવા પંચાવન વર્ષની ઉમરના માણસના જેવું દેખાતું હતું. ઘણી ચિંતાથી તેના ગાલ બેસી ગયેલા હતા તથા સર્વાંગે

નેમાળા સફેદ થઈ ગયા હતા; તોપણ તેની આંખમાંથી ગુસ્સો હજી મરી ગયેલો ન હતો, અને તેના બન્ને ડોળા અગર જો ઉંડા ગયેલા હતા તોપણ તેઓમાં હજુ શૂરાતનનું તેજ હતું. તેની શિકલ ઉપરથી હજી જણાતું હતું કે તેનામાંથી તેનો અવિચારી હઠીલો સ્વભાવ ગયેલો ન હતો. તેનો સઘળો દેખાવ માન આપવા યોગ્ય હતો અને તેણે કોઈ વેળા સારા દહાડા જોયા હોય એમ તેને જોતાં જ જણાતું હતું.

૩. એ માણસ કોણ હતો તે વાંચનારાઓએ જાણ્યું તો હશે. તેને છેલ્લી વાર મળ્યાંને આજે લાંબાં નવ વર્ષ થઈ ગયાં છે, તોપણ ઉપલા ટુંકા વર્ણનથી તે ઓળખાઇ આવ્યો હશે. તે આપણો મિત્ર કરણ વાઘેલો ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા હતો. જે દહાડે પાટણની પડોશમાં રજપૂત સૈન્ય કપાઈ ગયું, જે દહાડે મ્લેચ્છ લોકો જય પામી આખા ગુજરાતનું રાજ્ય લઈ બેઠા અને જે દહાડે માધવનું વેર તૃપ્ત થયું તે દહાડે કરણ મરણતોલ ઘાયલ થયો અને તેને ઓળખીને તેનો મસિયાઇ ભાઈ હરપાળ તેને સાંઢણી ઉપર બેસાડીને ગુજરાતની સરહદ પાર લઈ જવાને નીકળ્યો, એ સઘળું આપણે કહી ગયા છીએ. જ્યારે કરણ બાગલાણ શહેર આગળ આવ્યો, ત્યારે તે થાકથી તથા ઘાથી એવો તો અશક્ત થઈ ગયો હતો કે તેની આવર્દા પૂરી થવા આવી છે એમ જાણી હરપાળે તેને તે શહેરમાં રાખ્યો અને તેની એવી અવસ્થાના સમાચાર રામદેવને દેવગઢમાં કહેવડાવ્યા. નિર્બળને આશરો આપવો એ રજપૂતનો તથા તે વખતના રાજાઓનો મુખ્ય ગુણ હતો;

અને અગર જો તેને દિલ્હીના પાદશાહની ઘણી ધાક હતી અને તેને આશ્રય આપ્યાથી અલફ્ખાંને ઘણો ક્રોધ ચડશે એમ નક્કી જાણતો હતો, તોપણ આવી વખતે દૈવકોપથી દુર્દશામાં આવી પડેલા તેના કરતાં સઘળી વાતે શ્રેષ્ઠ એવા ગુજરાતના રાજાને મરવાને નિરાંતની જગા આપવાની તેનાથી ના કહેવાઇ નહીં. ત્યાં રહેવાની જગા મળી એટલે તેને તે કિલ્લામાં રાખ્યો અને જે વૈદ્યો મળી આવ્યા તેઓના ઉપચાર કરવામાં આવ્યા; પણ ઘા ઘણા કારી વાગેલા તથા તેના મનમાં ભારે તોફાન ચાલતું તે સાથે આ સઘળા બનાવથી તેની નિદ્રા અથવા આરામનો પણ નાશ થતો હતો તેથી અગરજો મોત તો અટક્યું તોપણ પીડા ઘણી જ વાર પહોંચી અને વૈદ્યોના ઉપાય તેના ઘા ઉપર કેટલીએક વાર સુધી તો બીલકુલ ચાલ્યાજ નહીં. જ્યારે તે શરીરની તથા મનની પીડાથી ટળવળતો તથા બરાડાબરાડ પાડતો હતો, જ્યારે તે મહાવ્યથામાંથી છુટવાને સારૂ ક્ષણે ક્ષણે મૃત્યુની પ્રાર્થના કરતો હતો તે વખતે પરમેશ્વરે તેની સામું જોયું. તેનું આટલું કષ્ટ જોઇને પરમ દયાળુ પરમેશ્વરને કરુણા આવી. તેના દુઃખ રૂપી અરણ્યમાં સુખનો પાણીનો ઝરો દેખાયો. તેની અવસ્થાના અંધકારમાં શાન્તિનું કિરણ પ્રકાશ્યું. તેની દુર્દશાની તપેલી ભોંય ઉપર દિલાસા રૂપી ઓસનાં ટીપાં પડયાં અને આફતનો શેતાન તેનો ઉપદ્રવ કરતો તેમાંથી તેનું રક્ષણ કરવાને બે ફિરસ્તા જાણે આકાશમાંથી ઉતરી આવ્યા.

૪. જ્યારે કૌળારાણીએ મહેલને આગ લગાડી ત્યારે તેની બે નાની દીકરીઓ કુનકદેવી તથા દેવળદેવીને તેણે

એક ચાકરને સોંપી પોતાના બાપ પાસે ઝાલાવાડમાં મોકલી હતી. રસ્તામાં તે ચાકરને ખબર મળી કે કરણ રાજા હજુ જીવે છે તથા બાગલાણમાં રહેલો છે તે સાંભળીને તેણે તેનો રસ્તો બદલ્યો, અને તેના મહાભારત દુઃખમાં તેની પુત્રીઓના મેળાપથી તેને જે સુખ થશે તે ઉપર વિચાર કરીને તથા છોકરીઓ ઉપર માના બાપ કરતાં પોતાના બાપનો વધારે હક છે એમ જાણીને તેઓને તેની પાસે લઈ જવાને નીકળ્યો. રસ્તામાં ઘણીએક અડચણો ભોગવીને તથા ઘણાંએક સંકટોનું નિવારણ કરીને અંતે તે બાગલાણના કિલ્લા પાસે સહીસલામત પહોંચ્યો અને કરણ રાજાની બે બાથમાં તેની કુમળી વયની બે દીકરીઓ ભરાઈ. આવી વખતે આવી અવસ્થામાં બાપ તથા દીકરીઓનો મેળાપ થયો તે વખતે તે દુર્ભાગ્ય રાજાને જે આનંદ થયો તેનું વર્ણન થઈ શકતું નથી. મોટી છોકરી આઠ વર્ષની હતી. તે ઘરમાં સઘળું સ્ત્રીનું કામકાજ કરતી અને તેની સંભાળથી તથા તેની ઘર બાબતની સઘળી ગોઠવણથી કરણ રાજાના ઘા ધીમે ધીમે રુઝાવા લાગ્યા અને તે કેટલીકવાર પછી બીલકુલ સારો થયો. માણસના સુખને વાસ્તે બઇરાં કેટલાં અગત્યનાં થઈ પડે છે તે જ્યાં તેમની ખોટ હોય ત્યાં જ જાણવામાં આવે છે. તેઓનો ઉપયોગ ઘણા લોકો બરાબર સમજતા નથી તથા તેઓની કીંમત જોઇયે તેટલી તેઓ કરતા નથી. પુરુષ અને બઇરીના ગુણોમાં પરમેશ્વરે મોટો તફાવત રાખેલો છે. અગરજો કેટલાએક પુરુષોમાં બઈરીના ગુણો અને કેટલીએક સ્ત્રીઓમાં પુરુષના ગુણો હોય છે, તોપણ તેઓ સાધારણ નિયમથી ઉલટા છે. સામાન્ય

નિયમ તો એવો છે કે પુરુષોમાં કામકાજ કરવાના અને એવા બીજા સખત ગુણો હોય છે અને સ્ત્રીઓમાં સહન કરવાના અને નરમ ગુણો માલમ પડે છે. દયા, મનની કોમળતા, ધૈર્ય વગેરે બીજાને સુખી કરવાને જરૂરના ગુણો ઘણું કરીને સ્ત્રીવર્ગમાં વધારે હોય છે. એ જ કારણને લીધે તેઓ ઘર ચલાવવાને વધારે લાયક છે. જ્યારે પુરુષના ઉપર મંદવાડ આવી પડે છે, જ્યારે તેની એક નાના બાળકની પેઠે બરદાસ્ત લેવી પડે છે, જ્યારે તેનો સ્વભાવ એવો ચીડીયો થઇ જાય છે કે તેનો બોલ બીજા કોઈ સાંખી શકતા નથી, તે જ વખતે સ્ત્રીજાતિનું ખરેખરૂં કામ પડે છે; તે જ વખતે તેની ખરી કીંમત થાય છે અને તે જ વખતે તેનું દુઃખ મટાડવાને પરમેશ્વરે તેને મોકલી હોય એમ પુરુષને લાગે છે. તેની ચાકરી કરવાની રીતથી જ અર્ધું દરદ ઓછું થાય છે. તેના મધુર શબ્દો રામબાણ ઓસડ જેવા થઈ પડે છે; અને તેના નરમ હાથ શરીર ઉપર ફરે છે એટલે જ ઘણી ઠંડક થાય છે. કરણ રાજાને પણ તેમજ થયું. કનકદેવીનું સઘળું લક્ષ પોતાના બાપને આરામ કરવા તરફ હતું, અને તેમ કરવા સારૂ તેની ઉમર પ્રમાણે તેનાથી જેટલો બની શક્યો તેટલો તેણે શ્રમ કીધો અને પરમેશ્વરની કૃપાથી તે સઘળો સફળ થયો. નાની છોકરી જે દેવળદેવી હતી તે તે વખતે માત્ર ચાર વર્ષની હતી તથા તેનાથી પોતાની બહેનના જેવું કામ થઇ શકતું ન હતું; તોપણ તેના બાળપણના જુદા જુદા ખેલથી, તેના કાલા કાલા બોલથી તથા ખરા દિલથી

પોતાના બાપને ખુશ કરવાને જે પ્રયત્ન કરતી હતી તેથી કુરણ રાજાને અર્ધો આરામ થતો.

એ પ્રમાણે કુરણનું સુખ માત્ર પાંચ વર્ષ સુધી પહોંચ્યું. પરમેશ્વરની ગતિ અકળ છે તથા તેનાં કામોનાં કારણો શોધી કઢાય એવાં નથી. આટલું બધું સંકટ ભોગવ્યા પછી કુરણ રાજાને જે થોડું સુખ મળ્યું તે તેની ઘણી મુદત સુધી અથવા તેના જીવતાં સુધી પહોંચશે એવી આશા રાખવામાં આવે, અને ઈશ્વર મરતાને વધારે મારશે નહિ એવી કલ્પના થાય; પણ એ આશા તથા કલ્પના ઘણી વાર ખોટી પડે છે. માણસ ઉપર જ્યારે દુઃખ આવી પડે છે ત્યારે ઘણું કરીને સામટું જ આવી પડે છે, અને એ સઘળી આફતોમાં જે માણસ પોતાનું ધૈર્ય છોડતો નથી તથા પરમેશ્વર ઉપરનો જેનો દૃઢ વિશ્વાસ જરા પણ ડગતો નથી તે માણસ ખરેખરો ધર્મી તથા તે જ ખરેખરો ઇશ્વરનો ભકત જાણવો. માણસના વિશ્વાસની તથા ભકિતની એ પ્રમાણે પરમેશ્વર પરીક્ષા લે છે, તેમાંથી ઘણા થોડા જ પસાર થાય છે. હમણાં કુરણ રાજાની પરીક્ષાનો વારો આવ્યો. મોતના દૂત તેના એકાંત કિલ્લા ઉપર ઉતર્યા અને એક ઝપાટો મારી તેની વ્હાલી દીકરી કુનકદેવી જે હમણાં તેર વર્ષની થઇ હતી, જે તેના સઘળા સુખનું મૂળ હતું, જે તેની નિર્બળ અવસ્થાનો આધાર હતો તેને ઘસડી ગયા. આ અકસ્માત્ આવી પડેલા દૈવકોપથી કુરણને જે મહાવ્યથા થઈ તેનું વર્ણન કરવાની કાંઈ જરૂર નથી. તે યથાસ્થિત થઇ શકે પણ નહીં; તેથી તે ઉપર પડદો

છાંડી દઇ બીજાં ચાર વર્ષ કુદી જઇને ઇ. સ. ૧૩૦૬ના વર્ષમાં જે બનાવ બન્યો તેનું વર્ણન કરીએ છીએ.

દેવગઢના રાજા રામદેવને ભીમદેવ અને શંકરદેવ નામના શૂરાતનમાં રજપૂતોને શોભા આપે એવા બે પુત્રો હતા. એક વાર ભીમદેવ, શંકરદેવ, કરણ તથા દેવળદેવી એક વાઘ અને વાઘણને શીકારે ચડયાં હતાં; તે વખતે શંકરદેવે અતિશય પરાક્રમ દાખવ્યું હતું. ભીમદેવે આ વખતે દેવળદેવીને જોઈ હતી અને એ કન્યા શંકરદેવ માટે મેળવવા એની ઈચ્છા હતી. એણે રાજાને કહી એક ભાટ અને રાજગોરને કરણ પાસે મોકલી શંકરદેવને વાસ્તે દેવળદેવીની માગણી કરાવી.

કરણ રાજાને આ ભાટની વાત સાંભળીને ઘણો ક્રોધ ચડયો, તેના મ્હોં ઉપર લોહી ચડી આવ્યું અને તે રીસે ભરાઈને બોલ્યો: "અરે ભાટજી ! જો કે હું મારૂં સઘળું રાજ્ય ખોઇ બેઠો છું, મારી સ્ત્રીને બળાત્કારે દિલ્હીના મ્લેચ્છ પાદશાહ પાસે ઘસડી ગયા છે, હું નિર્ધન, અશક્ત તથા રામદેવના આશ્રયમાં આવી રહ્યો છું, તોપણ હું હજી તમે ધારો છો એટલો અધમ થયો નથી. હજી મારામાંથી રજપૂતનું લોહી ગયેલું નથી. હજી મારો ક્ષત્રિયનો ટેક કાયમ છે; માટે તમારા કહેવા પ્રમાણે હું કદી કરનાર નથી. શું વાઘેલા રજપૂતે પોતાની કન્યા એક મરેઠા સાથે પરણાવવી ? શું હંસણીને કાગડાના ટોળામાં ભેળવવી ? શું ગાયને ગધેડામાં સામેલ કરવી ? એમ કદી થનાર નથી. તમારો રાજા ગમે તેવો મોટો હશે, તમારૂં રાજ્ય ગમે તેટલું બળવાન, ધનવાન તથા વિસ્તીર્ણ હશે તથા શંકરદેવમાં

સઘળા દેવતાના ગુણો એકઠા થયા હશે, તોપણ તે મરેઠો, તે રજપૂતની કન્યાને વરવાને યોગ્ય નથી. મારા પડતા દહાડામાં સઘળા મારૂં અપમાન કરે છે; હવે છેલ્લો વારો રામદેવનો આવ્યો. તેણે પણ હવે કાંઈ કસર રાખી નહીં. હજી મારામાં સામર્થ્ય છે, હું જીવું છું અને જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી મારા નામને, મારા કુળને તથા મારી જાતને કદી કલંક લગાડવા દઇશ નહીં. આ ઉંચા કુળની કન્યા નીચા કુળના વરને પરણાવું? મારા ઉપર આથી વધારે આફત આવી પડે, મને કાપીને કડકા કરે, તોપણ હું એમ થવા દઉં નહીં. અમારા લોકો પુત્રીના જન્મથી ઘણો શોક કરે છે, તે વાજબી છે. તેઓ પોતાની આબરૂને ડાઘ ન પડવા દેવાને કુમળા બાળકની હત્યા કરે છે તેમાં તેઓનો કાંઇ વાંક નથી. મરેઠા જોડે રાજકન્યાનાં લગ્ન કરવાં? આકાશ તુટી પડે, પૃથ્વી રસાતળ જાય, તોપણ હું તેમ થવા નહીં દઉં. માટે તમારા રાજાને કહેજો કે તમે મારૂં ઘણું જ અપમાન કીધું છે; તમારી આશા કદી સફળ થવાની નથી તથા તમારૂં બોલવું કદી પ્રમાણ થવાનું નથી; તમે ઘણું કરશો તો મને આ જગાએથી કાઢી મુકશો, પણ તેથી હું બ્હીતો નથી. ચોખંડ પૃથ્વી પડી છે. તેમાં ગમે તે એક ખૂણામાં પડી રહી મારી આવરદા પરી કરીશ; પછી મારા મુઆ પછી જે કરવું હોય તે કરજો.” એટલું કહી તેણે ભાટ તથા રાજ્યગોરને વદાય કીધા.

## પ્રકરણ ૧૦ મું

---

## ચડાઈની તૈયારી

૧. હવે આપણે દિલ્હી તરફ નજર કરીએ. એક મોગલ સરદારે દેશ ઉપર હુમલો કીધો હતો, તેને હરાવી મૂળે ગુલામ પણ હાલ રાજાનો માનીતો થયેલો મલેક કાફુર હમણાં જ પાછો ફર્યો હતો. આજે તે સવારી સાથે પાદશાહી દરબારમાં જતો હતો. કાપુર હમણાં રાજ્યમાં સૌથી શ્રેષ્ઠ હતો. તે પાદશાહનો એવો તો મુછનો બાલ હતો તથા તેના મન ઉપર તેણે એટલી બધી સત્તા મેળવી હતી કે તે ચાહે તે કરી શકતો હતો. તેણે મોટામાં મોટી પદવી મેળવી હતી, પણ તે છતાં તે સુખી ન હતો. રાજાની જે પ્રીતિ તેણે સંપાદન કીધી હતી તે કાયમ રાખવાને, પાદશાહના સ્વચ્છંદી તથા ચળ સ્વભાવને લીધે જે નિરંતર ચિંતા થયા કરતી હતી તથા અમીર ઉમરાવોને આવા નીચ ગુલામ, આવા આજ-કાલના ચડેલા શખ્સને પાદશાહ જેટલું માન આપવું પડતું હતું તેથી તેના ઉપર જે કંટાળો, ક્રોધ તથા અદેખાઇ આવતી હતી અને તેને લીધે તેઓ તેની ઉંચી પદવી ઉપરથી તેને ઢાળી પાડવાને તથા તેનો અંત આણવાને પણ હજારો યુક્તિઓ કર્યા કરતા તેને અટકાવવાને તેને હમેશાં ચોકસી રાખવી પડતી. વળી તેના લોભની અને અસંતોષની વૃત્તિ ઘણી પ્રબળ થઈ ગઈ હતી. આટલી બધી વાર સુધી તેનાં ધારેલાં કામો તથા રાખેલી આશા સફળ થયાં કીધી તેથી ઇચ્છાનું જોર ઘટવાને બદલે ઉલટું

વધ્યું. તેના અંતઃકરણમાં લોભનો કીડો મોટો થયો અને તેનું કલેજું કોતરી ખાવા લાગ્યો. તેને હવે પાદશાહ થવાનો લોભ થયો અને તેની નજર હવે તે નિશાન ઉપર ગયા કરતી હતી, પણ પાદશાહ થતાં પહેલાં તેણે પ્રસિદ્ધ થવું જોઇએ અને કોઇ પણ પ્રકારે પરાક્રમ કરી લોકોમાં ઘણું માન મેળવવું જોઇએ; તેથી તેનામાં જે જવાહીર હતું તે દુનિયાને દેખાડી આપવાને કોઈ પણ લડાઈ ઉપર ચડવાનો તેણે નિશ્ચય કીધો.

૨. એ પ્રમાણે વિચાર કરતો કરતો કાપુર પાદશાહી મહેલમાં ગયો. તે વખતે અલાઉદ્દીન જનાનખાનામાં બેઠેલો હતો; કાફુરને બેગમોને જોવાને તથા તેઓની સાથે વાતચીત કરવાને કાંઈ હરકત ન હતી તેથી તે પણ જનાનખાનામાં ગયો. અલાઉદ્દીન ભોજન કરવાને બેઠો હતો. તેની પાસે કૌળારાણી બેઠેલી હતી; અને તેઓ બન્ને અતિ આનંદમાં વાતચીત કરતાં હતાં. કૌળારાણીને આપણે છેલ્લી જોઈ તે કરતાં હમણાં કાંઈ બદલાઈ ન હતી. ઉલટી રજપૂતાણીનો પહેરવેશ બદલીને તેણે હમણાં પઠાણની બઈરીનો પોશાક પહેર્યો હતો તથા ઘણાં ઉમદા અને કીંમતી જવાહીરો પહેરેલાં હતાં તેથી તે વધારે ખુબસુરત દેખાતી હતી. ગુજરાત છોડતી વખતે તેને જે દુઃખ થયું હતું તે ધીમે ધીમે ઘસાઈ ગયું હતું. દુઃખનું ઓસડ જે દહાડા, તેણે તેના મન ઉપર મોટો ફેરફાર કર્યો હતો અને ટેવ જે માણસને હરેક સ્થિતિ સાથે અનુકૂળ કરી આપે છે તેણે હવે તેની મદદે આવીને તેને તેની આ નવી અવસ્થાની સાથે સમાધાન કરાવ્યું હતું. એટલા ઉપરથી કોઇએ એમ ધારવું ન જોઇએ કે તેનું આગલું દુઃખ ખોટું

હતું તથા તેણે જે વિલાપ કીધો તે ઢોંગ હતો. માણુસને જ્યારે દુઃખ પડે છે ત્યારે ખરેખરી દિલગીરી થાય છે, પણ પરમેશ્વરે દુઃખી માણુસ ઉપર દયા લાવી તેનું મન એવું તો સ્થિતિસ્થાપક કીધેલું છે કે થોડી મુદત સુધી ઘણામાં ઘણો સંતાપ ભોગવી કેટલીએક વાર પછી આશાની સહાયતાથી તે પોતાની અસલ સ્થિતિ ઉપર આવી જાય છે. જો પરમ દયાળુ ઈશ્વરે એમ કીધું ન હોત, જો માણુસનું દુઃખ વખત જવાથી નરમ પડતું ન હોત તો તે ખરેખરો દુઃખી, અભાગીયો થઈ પડત, તેની આખી આવર્દા દિલગીરીમાં જ જાત અને તેથી દુનિયાનો ઘણી મુદત ઉપર અંત આવ્યો હોત. અગરજો કેટલાએકનું મન એવું જડ હોય છે કે તેમાં દિલગીરી જડમૂળ ઘાલીને વસે છે તેથી તેઓ દેહત્યાગ કરે છે, તોપણુ એવા થોડા છે. તેઓ જગતના નિયમથી બહાર છે. કૌળાદેવી તેવી ન હતી, માટે તેને ઠપકો દેવો એ અયોગ્ય ગણાય.

૩. કાપુરે કેટલીએક વાત કીધા પછી ખંડીયા રાજાઓનો વિષય કાઢ્યો અને દેવગઢનો રાજા રામદેવ પોતાના સામર્થ્ય ઉપર ભરોંસો રાખીને ત્રણ વર્ષથી ખંડણી આપતો ન હતો, તેને સજા કરવા લશ્કર સાથે પોતાને મોકલવા માગણી કીધી. પાદશાહ લડાઈની વાત સાંભળી જાગૃત થઈ જતો, તેની નસોમાં લોહી વધારે જુસ્સાથી વહેતું તથા તેમાં ઝંપલાવી પડવાને તે તુરત તૈયાર થઇ જતો. પોતાના માનીતા કાફુરની કોઇ પણ નજીવી અરજ તે કદી નામંજુર કરતો ન હતો, તે આવી મોટી તથા તેને ગમતી વાત શી રીતે નાપસંદ કરે? તેને લડાઇમાં જાતે જવાની મરજી

; પણ કાપુરના કાલાવાલા ઉપરથી તેણે તે વિચાર
ી દીધો અને તેને મોકલવાનું કબુલ કીધું.

૪. કૌળાદેવીએ જ્યારે આ વાત સાંભળી અને દેવ-
તથા રામદેવનાં નામ તેને કાને પડયાં ત્યારે તેનું
ગલું સઘળું દુ:ખ યાદ આવ્યું અને તેની આંખોમાં
સુ ભરાઈ આવ્યાં. તેનો આગલો ધણી કરણ બાગલાણમાં
એવી તેને ખબર હતી; તેની મોટી છોકરી કનકદેવી
ી ગઈ તે પણ તે જાણતી હતી અને તેની નાની છોકરી
ળદેવી તેની પાસે છે એમ તેને માલમ હતું. બઈરાંને
કરાં પોતાની પાસે રાખવાં ઘણાં ગમે છે, તે પ્રમાણે
ળાદેવીને પોતાની મોટી થયેલી તેર વર્ષની છોકરીને
ાવવાનું મન થયું. દેવળદેવીને વાસ્તે તેને જે પ્યાર
ા તેથી તે એવી તો આંધળી થઇ ગઈ કે તેને બોલાવવા-
તેના ભર્તા કરણને જે દુ:ખ થશે તે આ વખતે તે
ી ગઇ. તેણે અલાઉદ્દીનને વિનંતિ કીધી કે જ્યારે કાફુર
ગઢ સુધી જાય છે, ત્યારે બાગલાણથી દેવળદેવીને
ાવાને તેને હુકમ આપવો. પોતાની વહાલી રાણીને ખુશ
ાને તેણે કાપુરને દેવળદેવી લાવવાનો હુકમ કીધો. કાપુરે
હુકમ માથે ચડાવ્યો અને તેને ન લાવું તો મારૂં માથું
પવું એવું વચન આપ્યું.

૫. બીજે દહાડે એક મોટો દરબાર ભરી પાદશાહે
ુરને મોટો શિરપાવ તથા ખિલઅત આપ્યાં અને હવે
ી તેને નાયબ મલેક કાફુર કહેવો તથા સઘળા અમીર
રાવોએ તેને પોતાના જેટલુંજ માન આપવું એવો

હુકમ કીધો. થોડા દહાડામાં એક લાખ માણસનું લશ્કર તૈયાર થયું. તે લશ્કર કાપુરની સરદારી તળે ઈ. સ. ૧૩૦૫ માં દક્ષિણ દેશ જીતવાને નીકળ્યું.

---

## પ્રકરણ ૧૧ મું

## બાગલાણનો ઘેરો

૧. કાફુરે દક્ષિણમાં જઈ કરણ પાસે એક અમીરને મોકલાવી દેવળદેવીને સોંપવા વિષે માગણી કરી. કરણે એ માગણીનો ક્રોધપૂર્વક તિરસ્કાર કર્યો. આ જવાબ સાંભળી કાપુર ઘણો ગુસ્સે થયો, પણ આટલા કામ માટે બાગલાણ ઉપર સઘળા લશ્કર સાથે જઈ ત્યાં વખત ખોવો એ તેને જરૂરનું લાગ્યું નહીં. તેથી તેણે ગુજરાતના સુબા અલફખાંને સંદેશો મોકલી, તેને બાગલાણ જઈ કરણ પાસેથી ગમે તે ઉપાયથી અને જરૂર પડે તો લડાઈ કરીને પણ દેવળદેવીને જીવતી પકડી, પોતાને મળવા બોલાવ્યો.

૨. આણીગમ કરણ રાજા પણ ઉંડા વિચારમાં પડ્યો. 'થોડી મુદતમાં સઘળું લશ્કર આ કિલ્લા ઉપર તુટી પડશે ત્યારે શું કરવું ? લડાઈ તો શી રીતે કરાશે ? માણસો નથી, પૈસા નથી તથા બીજી સામગ્રી પણ નથી. પણ હવે આળસુ થઇ બેસી રહેવાનો વખત નથી. હવે કાન ફફડાવીને જાગ્રત થવું જોઇએ. હવે પ્રારબ્ધ ઉપર બેસી રહેવામાં મૂર્ખાઈ છે. જો હું મહેનત કરીશ તો પરમેશ્વર મને મદદ કરશે. માટે

આળસ તું જા, નસીબ તું દૂર બેસ, અને મારી વહાલી ઢાલ, તલવાર તથા ધનુષ્યબાણ તમે મારી પાસે આવો. તમારૂં કામ પડ્યું છે, માટે તમે મારા સંકટમાંથી મને ઉગારો અને મારી પરમપ્રિય દીકરીનું સુખ મને કાયમ રખાવો. હજી ગુજરાતમાં ઘણાએક શૂરા સામંતો અંગીઠામાંના અંગારા પેઠે રાખમાં દબાઈ રહેલા હશે; હજી ઘણાએક બહાદુર રજપૂતો દુશ્મનોનું લોહી પીવાને તરસ્યા હશે. હજી ગુજરાતમાં કેટલાએક લોકોનાં મનમાં મુસલમાનો ઉપર વેર લેવાનું હશે. માટે મારા ઉપર જે આફત આવી પડી છે તેની તેઓને ખબર કરવી તથા આવી વખતે મારી મદદ કરવાને સઘળા રજપૂતોને વિનંતિ કરવી.'

૩. એ પ્રમાણે વિચાર કરી રાજાએ કેટલાએક લોકોને પત્ર લખ્યા અને ગુજરાતમાં સઘળે ઠેકાણે જાસુસો મોકલ્યા. થોડા દહાડા ગયા એટલે હથિયારબંધ રજપૂતો બાગલાણમાં આવવા લાગ્યા. કેટલાએક સામંતો પોતાના વગના માણસોને સાથે લઇને આવ્યા અને એ પ્રમાણે એક મહીનામાં પાંચ હજાર માણસ એકઠાં થયાં. ધન્ય છે એ રજપુતોને! શાબાશ છે બીજા લડવા આવેલા લોકોને! આ લડાઈમાં જીતવાની ઘણીજ થોડી આશા હતી; હારવાનો સંભવ ઘણો જ હતો; મોત તેઓના મ્હોં સામું તકયાં કરતું હતું; એવું છતાં એ બહાદુર લોકો પોતાના જીવની આશા મુકીને મોતને મળવા સારૂ પોતાનાં ઘરબાર, બઈરી છોકરાં વગેરેને મુકીને પોતાના જૂના રાજાને મદદ કરવા આવ્યા! કરણ હમણાં કાંઇ રાજા ન હતો, તેની તરફથી તેઓને કોઈ રીતનો ભય કિંવા લાભ ન હતો, તે કાંઈ તેઓને પગાર આપવાનો ન હતો, તેના

તરફથી તેઓને કાંઇ પણ પ્રકારની આશા ન હતી, તેની પાસે તેઓને કશી વાતે નુકસાન પહોંચાડવાની શક્તિ ન હતી, તે છતાં તેઓ શા માટે આવ્યા ? ફક્ત રાજા ઉપર પ્રીતિ, ફક્ત પોતાના દેશનું અભિમાન અને ફક્ત પોતાના દેશને સહાય થવાની ઉદાર વૃત્તિ. અરે ! એ સઘળું હમણાં દેશમાંથી જતું રહ્યું છે ! અને તે જવાથી જ આપણા લોકો આજ પરતંત્ર થયા છે.

૪. પાંચ હજાર લશ્કર આટલી ટુંકી મુદતમાં એકઠું થશે એવું કુરણના સ્વપ્નમાં પણ ન હતું; પણ જ્યારે તેણે એ સઘળા લડવાની હોંશથી ભરપૂર તથા તેના ઉપર પ્રીતિ રાખનારા માણસોને આવેલા જોયા ત્યારે તેના હૈયામાં હર્ષ માચો નહીં. તેનામાં લડાઇનો જુસ્સો પાછો આવ્યો અને તે પાછો રાતદહાડો લડાઇની તૈયારી કરવા મંડી પડયો. આ વખતે કુરણે પોતાનો હઠીલો સ્વભાવ જરા મુકી દીધો તથા એકલા પોતાના મત પ્રમાણે જ ચાલવું એ જે તેની નુકસાનકારક ટેવ હતી તે હાલ છોડી દીધી. સઘળા કામમાં તે પોતાના સામંતોની સલાહ લેવા લાગ્યો અને ગમે તેવો હલકો સિપાઈ હોય તોપણ તેને બોલવાની રજા આપી અને તેનો અભિપ્રાય ખોટો હોય તો કુરણ તેને તકરારથી ખાતરી કરી આપતો અને જો ખરો હોય તો તે સ્વીકાર કરી તે પ્રમાણે ચાલતો. જો આવી વર્તણુક તેણે પહેલાં રાખી હોત તો તેનું રાજ્ય કદાપિ જાત નહીં. પણ માણસ ઘણું કરીને અનુભવથી ડાહ્યું થાય છે. ઠોકર ખાઇ ખાઇને જ શીખે છે. પહેલ વહેલાં વિચાર કરી સાચે રસ્તે ચાલનારા તથા ખરી રીતે કામ કરનારા થોડા હોય છે.

૫. જ્યારે કુરણુ આવી રીતે લડાઈ કરવાની તૈયારી-
iાં પડેલો હતો તે વખતે આપણે જરા પાટણ તરફ નજર
રીએ. નવ વર્ષ થયાં તે શહેર મુસલમાનોના હાથમાં
પાવેલું હતું. તેટલી ટુંકી મુદતમાં પણ તેમાં ઘણો ફેરફાર
ાઇ ગયો હતો. દિલ્હીથી જે જુદા જુદા સુબાઓ ત્યાં
ાકલવામાં આવ્યા હતા તેઓ પાદશાહની નજરથી દૂર
ડેલા તેથી ઘણો જ જુલમ લોકો ઉપર કરતા. તેઓને
ઓની નોકરી કેટલી મુદત પહોંચશે એ વાતનો જ નિશ્ચય
. હતો. નોકરીમાંથી કાઢી મુકયા પછી ઘણું કરીને તેઓની
ાસેથી એવો તો ભારે દંડ પાદશાહ લેતો કે જો તેઓ
મેકલા પોતાના પગાર ઉપરજ રહે તો ચાકરી કીધા પછી
ામાણિકપણે મેળવેલી તેઓની સઘળી દોલત ઘસડાઇ જાય.
પાવું હોય ત્યાં પ્રામાણિકપણે કોણ ચાલે ? આનું પરિણામ
મેટલું જ થયું કે દેશની આમદાની સરકારને ઓછી થઈ,
યત પાસેથી ઘણાજ વધારે પૈસા લેવામાં આવ્યા અને તે
ાસા સુબાના ખાનગી ખજાનામાં ભરાયા.

૬. જમીન ઉપર મહેસુલ વધારી દીધું અને ખેડુતો
ભુખે મરવા લાગ્યા તથા તેઓના ઉપર ઘણોજ જુલમ
ગુજરવા લાગ્યો. વેપારની વસ્તુઓ ઉપર જકાત પહેલાં
રતાં ચોગણી થઇ તેથી વેપાર પણ તૂટવા લાગ્યો.
યાપારીઓને ઘણું નુકસાન પહોંચ્યું અને શહેરમાંથી દોલતનો
.ણો ઘટાડો થયો. સહેજ અન્યાયને માટે સારા સારા
માબરૂદાર લોકોને પકડી મગાવી તેઓને એટલી તો હલેશત
માપવામાં આવતી તથા વખતે તેઓના શરીરને ભયંકર
.ત્રો વડે એટલું તો દુઃખ દેવામાં આવતું કે તેઓ આવી

અવસ્થામાંથી છુટકો થવાને માગે તેટલું અથવા ઘણામાં ઘણું આપી શકાય તેટલું દ્રવ્ય આપીને મૂંગે મ્હોંએ ઘેર જતા. જે લોકોએ પૈસો મેળવી સંગ્રહ કીધો એવો તેઓના ઉપર શક આવે અથવા જેઓ પોતાની આબરૂ ઘણી પ્યારી ગણે છે એવી બે લોકોમાં વાત ચાલી કે તેઓના ઉપર જુઠાં તહોમત મુકીને તેઓની ઘણી ગેરઆબરૂ કરવામાં આવતી અને જ્યારે તેઓ સુબાનું ગજવું ભરી આપતા ત્યારેજ તેઓનો છુટકો થતો. બીજી ઘણીએક જાતના સાંભળવામાં ન આવેલા કરો લોકો ઉપર બેસાડ્યા. તેઓમાં જજિયાથી, તેને ઉઘરાવવાની ક્રૂર તથા સખત રીતથી અને ઉઘરાતદારની લુચ્ચાઇ તથા જુલમથી લોકો ત્રાહ્ય ત્રાહ્ય કરવા લાગ્યા. પ્રજાની મિલકત તથા જીંદગી જરા પણ સલામત ન હતાં. જે દહાડો જાય તે ગનીમત. જે પૈસા સલામત રહ્યા, જે જીવતાં સુધી તેની પાસે જ રહ્યા તે જ તેના અને રાત્રે સુઇને બીજે દહાડે સહીસલામત ઉઠે ત્યારે જ એક દહાડો જીવ્યા એમ કહેવાય એ પ્રમાણેનો જુલમ ચાલી રહેલો હતો.. વળી રજપૂતોના રાજ્યમાં ફરવા-હરવાની છુટ હતી તે સઘળી જતી રહી. જે બઇરી પછી તે ગમે તેવી આબરૂદાર હોય તોપણ ખુલ્લી રીતે રસ્તામાં ફરે તો મુસલમાન લોકો તેનું ઘણું અપમાન કરતા તેથી બિચારાં બઇરાંનું સુખ તો પૂરૂં થયું; તેઓ સઘળે ઠેકાણે કેદીની પેઠે ગોંધાયાં; આબરૂદાર લોકોનાં ઘરમાં જનાન-ખાનાનો ઓજલ પડદો પળાવવા લાગ્યો, અને એ પ્રમાણે થવાથી બઇરાંની રીતભાતમાં તથા ચાલચલણમાં પણ મોટો ફેરફાર થવા લાગ્યો. ધર્મને પણ એજ પ્રમાણે ધક્કો લાગ્યો,

તેનું પણ એ જ પ્રમાણે અપમાન થવા લાગ્યું. સવારના પહોરમાં મસ્જિદમાંથી મુલ્લાં બાગ પોકારે ત્યારે કોઈ પણ દેવસ્થાનમાં ઘંટા, શંખ વગેરે વાજીંત્રો વગાડવાની ઘણી સખત મનાઇ કરવામાં આવી હતી. મસ્જિદ આગળ કોઇ પણ હિંદુઓ વાજીંત્ર વગાડે તો તેને ભારે શિક્ષા થતી હતી. મુસલમાન લોકોને ધર્મ સંબંધી કોઈ પણ કામમાં લોગ જોગે કોઈ હિંદુ હરકત કરે તો તેણે પોતાના જીવની આશા જ છોડી દેવી. એથી ઉલટું, હિંદુઓના ધર્મ સંબંધી સઘળાં કામોમાં હરકત કરવાની હરેક મુસલમાનને જાણે રજા જ હોય એવું હતું. હિન્દુઓથી ખુલ્લી રીતે કોઈ પણ ક્રિયા થઇ શકતી નહીં કેમકે છેક સુબાથી તે એક હલકા મુસલમાન ઝાડુ કાઢનાર સુધી સઘળાને ખાતરી હતી કે હિંદુઓનો ધર્મ પાખંડી, શેતાનનો બનાવેલો તથા જેમ બને તેમ જલદીથી જડમૂળથી ઉખેડી નાખવા જેવો છે. એવા ધર્મને હરકત કરવામાં તથા જોરજુલમથી હિંદુના મ્હોમાં થુંકીને તથા બિસમિલ્લા બોલાવીને તેને મુસલમાન કરવામાં મોટો સવાબ છે એમ તેઓ માનતા. રોજ રોજ કેટલાએક હિંદુઓ પૈસાની તથા આબરૂની લાલચથી મુસલમાન થતા. લોકો ઉપર જુલમ કરી શકાશે એવા વિચારથી તથા રાજ્ય કરનારના વર્ગમાં મળી જવાથી મોટો અધિકાર મળશે તથા હિંદુ તરીકે તેમના ઉપર જે જુલમ ગુજરતા હતા તે બધામાંથી છુટા થવાશે, એ મતલબ-થી જ પોતાનો ધર્મ છોડીને દીન મહમદનું નામ ધારણ કરતા હતા. કેટલાએક બિચારાંને તો પકડીને બળાત્કારે વટાળતા અને કેટલાએકને તો લાલચ આપી બિસમિલ્લા

બોલાવતા; પછી તેઓ ભીખ માગીને ખાતાં અને મસ્જિદોમાં સુઈ રહેતાં.

૭. હિંદુઓના દેવની તથા દેવસ્થાનોની અને તેઓની સાથે તેઓના પૂજારાઓ તથા બ્રાહ્મણોની પણ તેવી જ દુર્દશા થઈ. દેવસ્થાનોના અંગના ઘણાએક હકો છીનવી લીધા, પૂજારાઓને પૂજા બદલ જે મળતું તે બંધ કીધું, બ્રાહ્મણોને જે હક તથા વર્ષાસન આગલા હિંદુ રાજાઓએ કરી આપ્યાં હતાં તેઓમાંનાં ઘણાંખરાં અટકાવ્યાં, દેવોને સઘળે ઠેકાણે અપમાન થવા લાગ્યું, કેટલેએક ઠેકાણેથી તેઓનાં દહેરાંમાંથી તેઓને કાઢીને ફેંકી દીધા અને તેઓનો દેવાલય ઉપરનો હજારો વર્ષનો ભોગવટો રદ કીધો. ઘણાંએક દહેરાંઓ ભાંગી નાખી ત્યાં મસજીદો બનાવી; જ્યાં ઘંટનો અવાજ તથા શંખનાદ સંભળાતો ત્યાં મુલ્લાં બાંગ પોકારવા લાગ્યા. શહેરની વચ્ચોવચ એક ઘણુંજ શોભાયમાન તથા મોટું પંકાયલું મહાદેવનું દેવસ્થાન હતું તે અલફખાંએ તોડાવી પાડીને ત્યાં જુમા મસ્જિદ બંધાવી. તે ઘણી મોટી તથા રોનકદાર હતી. તે ધોળા સંગેમરમરની બાંધેલી હતી તથા તેમાં સ્તંભો એટલા બધા હતા કે તેઓને ગણવામાં ભૂલ પડ્યા વિના રહેજ નહીં. એ મસ્જિદ તુટેલી ભાંગેલી હજી પણ છે.

૮. એ પ્રમાણે આરંભમાં જ મુસલમાન લોકોએ હિંદુઓ ઉપર જુલમ કીધો. જૈનમાર્ગીઓ તથા શિવમાર્ગીઓ બન્ને પોતાનું આદ્ય વેર ભૂલી જઇને બન્નેના ધર્મની આવી ખરાબી જોઇને અફસોસ કરવા લાગ્યા. જુલમની ફરિયાદ તો કોને કરે? ત્યારે હરેક જુલમને પ્રસંગે પહેલાં

તો તેઓ હુલ્લડ ઉઠાવવા લાગ્યા; પણ મુસલમાનોનું લશ્કર પાસેજ હતું, તે તેઓના ઉપર તૂટી પડતું અને જરા પણ દયા રાખ્યા વિના તેઓને ઘાસની પેઠે વાઢી નાખતું. આખરે તેઓનું કાંઈ વળતું નહીં. મફતના હજારો માર્યા જતા અને એ પ્રમાણે સામે થવાથી જુલમ તો વધતો જતો તેથી તેઓ ધીમે ધીમે બકરાં જેવા થઇને બેઠા. તેઓનો જુસ્સો નરમ પડી ગયો, તેઓનું શૂરાતન નબળું પડવા લાગ્યું અને તેઓની તલવાર તથા બીજાં લડાઇનાં શસ્ત્રો કટાવા લાગ્યાં. બિચારા હિંદુઓ ભાજીખાઉ જેવા થઇ ગયા. લડવાને બદલે બગડવાનું કામ વધારે ચાલ્યું. જેમ જેમ તલવાર કટાતી ગઇ તેમ તેમ જીભ વધારે તેજ થતી ગઈ અને ગુલામગીરી તથા જુલમ ઘણા દહાડા મૂંગા મૂંગા સહન કરવાથી જુઠું બોલવાની ટેવ, ઢોંગ, લુચ્ચાઇ, હલકાઇ, નબળાઇ, આળસ-વગેરે ઘણાએક દુર્ગુણો એ લોકોમાં આવ્યા. પરદેશી જુલમી રાજ્યમાં રહેવાથી એ સઘળા દુર્ગુણો આવ્યા વિના રહેતા જ નથી. તે પ્રમાણે હિંદુઓને થયું, અને તે તેઓનાં મન પર એટલા તો જોરથી ચોંટ્યા કે તેઓની અસર આજ પાંચસે વર્ષ થવા આવ્યાં તોપણ છેક ગઇ નથી.

૯. મલેક કાપુરનો હુકમ અલફખાંને પહોંચતાં તેણે લડાઈની તૈયારી કરવા માંડી અને થોડી મુદતમાં તેણે દશ હજાર માણસ એકઠાં કીધાં. એટલા લશ્કર સહિત તે બાગલાણ જવાના બે પહાડો વચ્ચેના એક સાંકડા રસ્તા આગળ આવ્યો. આગળ આપણે કહેલું છે કે બાગલાણની ચોતરફ મોટા ઉંચા પહાડો હતા અને તે શહેરમાં

જવાના ચાર દિશાએ ચાર રસ્તા હતા. એ રસ્તાઓ બે ઉંચા પહાડની વચ્ચે થઇને હતા અને તેઓ એવા તો સાંકડા હતા કે તેમાંથી ચાર પાંચ માણસો અને કેટલેક ઠેકાણે ઘણામાં ઘણાં દશ માણસો સાથે એક હારમાં ચાલી શકે. એ પ્રમાણે હોવાથી તેઓનો બચાવ કરવો એ સહેલું કામ હતું. એવે ઠેકાણે થોડા બહાદુર માણસો ઉભા રહે તો તેથી દશગણાં માણસોને આવતાં રોકી શકે. વળી પહાડોની ટોચ ઉપરથી બીજાં માણસો નીચેના લશ્કર ઉપર પુષ્કળ માર ચલાવી શકે અને નીચેના લોકો ઉપલાઓને ઘણું નુકસાન કરી શકે નહીં. એ જ પ્રમાણે થરમાપિલી આગળ થોડા જ ગ્રીકલોકોએ અસંખ્ય ઇરાનીઓને રોકયા હતા અને એ જ પ્રમાણે હમણાં ત્રણસેં રજપૂત સિપાઇઓએ પણ અલફખાંનું તમામ લશ્કર અટકાવ્યું.

૧૦. કરણે પહાડોમાં થઇને બાગલાણમા આવવાના સઘળા રસ્તા સાચવવા માણસો રાખ્યાં અને એ પ્રમાણે નાકાબંધી કરી પોતે થોડાંએક માણસો સાથે રાખી પહાડોનાં મથાળાં ઉપર ફર્યા કીધું. જ્યારે તેને ખબર પડી કે ફલાણે નાકે દુશ્મન આવ્યા ત્યારે તે રસ્તાની બાજુ ઉપરના બે પહાડોની ટોચ ઉપર પોતાના માણસોને રાખી ઉભો રહ્યો. લડાઇને વાસ્તે સઘળી ગોઠવણ કીધી.

૧૧. અલફખાંએ થોડેક દૂર છાવણી નાખી એક જાસુસ કરણ પાસે મોકલ્યો અને તેને દેવળદેવી સોંપવા માટે કહેવડાવ્યું. કરણે જવાબ દીધો: "જ્યાં સુધી અમે જીવતા છીએ ત્યાં સુધી દેવળદેવીને અમે કદી સ્વાધીન કરનાર નથી. કદી નહીં, કદી નહીં, કદી નહીં." અલફખાંને

આ જવાબથી ઘણોજ ક્રોધ ચડયો અને તેણે એકદમ કુચ કરી. આ જુઠી હિમ્મતવાળા ઘેલા રજપૂતડાઓને મારી હાંકી મુકવાનો લશ્કરને હુકમ કીધો. મુસલમાન સિપાઇઓ સહેજે જીત મળશે એવો પૂરો ભરોંસો રાખી તથા કોઇ ક્ષુદ્ર પ્રાણીને પગતળે છુંદી નાખવું હોય એટલી બેપરવા રાખીને આગળ ચાલ્યા. પણ જ્યારે તેઓએ રજપૂતો પાસે નાકું છોડાવવાનો પ્રયત્ન કીધો ત્યારે તેઓને તેઓની ભૂલ માલમ પડી. દુશ્મન કાંઈ ધિક્કારવાલાયક ન હતા. પાસે આવતાંજ રજપૂતોએ એવો તો તાકીને તેઓના ઉપર બાણનો માર ચલાવ્યો કે મુસલમાન સિપાઈ-ઓની હાર તુટી, તેઓ આશ્ચર્ય પામી ઉભા રહ્યા; આગળ જવાની તેઓમાં હિમ્મત રહી નહીં. એક એક તેઓએ પીઠ ફેરવી નાસવા માંડયું. થોડેક સુધી નાઠા પછી અલફખાંએ તેઓને અટકાવ્યા. તે દહાડો તો જવા દીધો. બીજે દહાડે પાછી ચડાઇ કીધી. આ વખતે પહાડ નીચેનાં માણસોએ આગલા દહાડાની પેઠે બાણની વૃષ્ટિ કીધી, પણ તેથી મુસલમાનો ઉપર ઘણી અસર થઇ નહીં. તેઓ આગળ વધ્યાજ ગયા. રજપૂતોને પાછા હઠવું પડયું અને જેમ જેમ તેઓ પાછળ હઠતા ગયા તેમ તેમ મુસલમાનો આગળ વધતા ગયા. જ્યારે તેઓ સાંકડી નાળમાં ફસાઈ ગયા ત્યારે રજપૂતોએ અટકી પડવા માંડયું અને ઉપરથી કરણનાં માણસોએ તીરનો માર ચલાવ્યો. મુસલમાનોએ આવું ધાર્યું ન હતું. તેઓના ઉપર બે તરફથી હુમલો એકી વખતે થયો. જો ઉપરના શત્રુ સામે પોતાનો બચાવ કરવા જાય તો નીચેનાં માણસો તેઓને ભાલા વતી વીંધી નાખે,

અને તેથી ઉલટું કરવા જાય તો ઉપરથી તીરનો વરસાદ વરસે. એ પ્રમાણે થવાથી મુસલમાન સિપાઇઓ ઘણા અકળાઇ ગયા. તેઓની એકેક હારમાં પાંચ કરતાં વધારે માણસો રહી શકે એટલી જગા નહીં હોવાને લીધે તેઓનું કાંઇ જોર ચાલ્યું નહીં. તેઓનાં ઉપરાઉપરી માણસો મરવા લાગ્યા અને આગળ કાંઇ થાગ લાગશે નહીં એવું વિચારીને તેઓ વેરાઈ ગયા. તેઓમાં ભંગાણ પડ્યું તથા છુટક છુટક સઘળા નાસવા લાગ્યા. આવી અવસ્થામાં રજપૂતોએ એક ધસારો કરી દુશ્મનના ઘણાએકને કાપી નાખ્યા અને પાછા પોતાને નાકે જઇ ઉભા રહ્યા. કરણ રાજાએ દોડ દીધી હત તો તેની મોટી મૂર્ખાઈ થાત, કેમકે તે મેદાનમાં પડત અને તેના દુશ્મન પાછા ફરીને તેને સપડાવત તો તેની ખરાબી થયા વિના રહેત નહીં. પણ આ વખતે પહેલાંના જેટલી તેણે બહાદુરી તો બતાવી. પણ તેની સાથે ડહાપણ વધારે વાપર્યું. જો એટલું ડહાપણ તે વખતે વાપર્યું હોત, જો હમણાંની પેઠે તે બીજા અનુભવી તથા પ્રવીણ શૂર સામંતોની સલાહ પ્રમાણે ત્યારે ચાલ્યો હોત તો તેને આ દહાડો આવત નહીં. આ વખતે તેના ડહાપણનું ફળ એ થયું કે મુસલમાન લશ્કરનું કાંઇ ચાલ્યું નહીં; તેઓ રોજ રોજ તેના ઉપર હુમલા કરતા, પણ હરેક વખતે હાર ખાધા વિના તેઓ પાછા જતા નહીં. મુસલમાન સિપાઇઓ ઘણા ગભરાયા તથા ચીડાયા. તેઓનો સરદાર પણ ઘણો ગુસ્સે થયો. તેણે ઘણાં ફાંફાં માર્યાં; તેણે લશ્કર ઉપાડી છાનામાના બીજા રસ્તાઓમાંથી જવાનું કીધું, પણ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેની સામે

તૈયાર થયેલા રજપૂતો લડવાને નીકળ્યા અને કરણ પણ પોતાના માણસોની સાથે બહુરૂપી અથવા ભૂત હોય તે પ્રમાણે રસ્તાને મથાળે માલમ પડયો. એ પ્રમાણે બે મહીના સુધી કરણે ઘણા ડહાપણથી તથા બહાદુરીથી લડાઈ ચલાવી અને અલફખાંએ ગમે તેટલા પ્રયત્ન કીધા તોપણ તેને કોઈ પણ રસ્તે બાગલાણુ આવવા દીધો નહીં. મુસલમાન સિપાઇઓ થાકી ગયા અને તેઓના ઘણા માણસો માર્યા ગયા હતા તેથી અલફખાંએ ઠરાવ કીધો કે જ્યાં સુધી નવા બોલાવેલા સિપાઇઓ આવી પહોંચે ત્યાં સુધી લડાઈનું કામ બંધ રાખી એક ઠેકાણે છાવણી નાખીને રહેવું. એ ઠરાવથી કરણને પણ મોટો ફાયદો થયો. તે પણ લડી લડીને કાયર થઈ ગયો હતો, તેને ઘણાએક જખમ વાગ્યા હતા તેથી તથા લડાઇનાં થાક તથા ફિકરચિંતાથી તેનું મન બેબાકળું થઈ ગયું હતું. તેને આરામ લેવાની ઘણીજ જરૂર હતી. તેનાં માણસો અસલ પાંચ હજાર હતા તે મરતાં તથા ઘાયલ થતાં માત્ર બે હજાર રહી ગયા હતા. તેઓ પણ ઘણા અશક્ત થઇ ગયા હતા, માટે થોડો આજે વિરામ મળ્યો તેથી બન્ને તરફના માણસોને ફાયદો થયો. હવે કરણ રાજાએ પોતાની અવસ્થા ઉપર વિચાર કરવા માંડયો અને આગળપાછળની તમામ હકીકત જોતાં તેના મનમાં ઘણી ઉદાસી ઉત્પન્ન થઈ. જે બે હજાર માણસો રહી ગયા તેમાં ઘટાડો થયા કરવાનો, વધારાની તો તેને કદી આશા ન હતી; એથી ઉલટું તેને ખબર હતી કે મુસલમાનોના લશ્કરમાં જલદીથી વધારો થવાનો હતો એટલે અંતે તેઓ બાગલાણુનો કિલ્લો સર કરવાના, એ નિશ્ચય હતું.

હવે કરણે શું કરવું ? લડી લડીને પોતાનાં માણસોના નકામા જીવ ખોવડાવવા, પોતે પોતાને હાથે મરવું કે લડાઇનો અંત આવે અથવા પોતાની પુત્રી દેવળદેવી જે આ લડાઇનું સઘળું કારણ તેને મારી નાખવી કે પછી લડાઈ આગળ ચલાવવાની મતલબ રહે નહીં. લડવાથી કાંઈ ફળ ન હતું; આપઘાત કરવામાં પાપ હતું માટે દેવળદેવીને મારી નાખ્યા સિવાય બીજો ઉપાય જણાયો નહિ. એ કામ ઘણું દુષ્ટ, ભયંકર, અસ્વાભાવિક તથા ચંડાળને લાયક, તો પણ તેવું કામ કરવાને રજપૂતોને થોડી જ ફિકર હોય છે. તેઓના તો આબરૂ વિષે ઘણા જ વિલક્ષણ વિચાર હોય છે. જે વાતમાં તેઓએ આબરૂ માની લીધી તે વાતમાં ગમે તેવું ક્રૂર કામ કરવું પડે તોપણ તેઓ જરા પણ આંચકો ખાતા નથી. વળી તેના વિચાર પ્રમાણે સ્ત્રીજાતિને આબરૂ સૌથી વધારે પ્યારી હોવી જોઇએ અને તેઓને ભાટ-ચારણના રાસા તથા દંતકથા ઉપરથી જણાય છે કે ઘણીક બઈરાંએ આબરૂનું પ્રતિપાલન કરવાને જ પોતાનો વહાલો પ્રાણ અર્પણ કરેલો છે. માટે આવી વખતે દેવળદેવીએ પણ મુસલમાનોના હાથમાં પડવા કરતાં પોતાને હાથે પોતાનો પ્રાણ કાઢવો જોઇએ અને જ્યારે તે પોતાની મેળે તે કામ કરતી નથી ત્યારે કોઇએ તેને વાસ્તે તે કામ કરી આપવું જોઇએ.

૧૨. આ પ્રમાણે વિચાર કરી રાત્રે કરણ પોતાની ઉંઘતી પુત્રીના ખાટલા આગળ ઉઘાડી તલવારે ગયો; દેવળદેવી ભર નિદ્રામાં સુતેલી હતી. કરણે તલવાર ખેંચી પણ પોતાની નિર્દોષ અને વહાલી પુત્રીનો પ્રાણ લેવા તેનો

હાથ ન ઉપડ્યો. દેવળદેવીનો પ્રાણ લેવાને બદલે તેને દેવગઢના રાજાના ભાઈ શંકરદેવ જોડે પરણાવવાથી સઘળી લડાઇ પ્રતી જાય એમ હતું. દેવગઢનો રાજા તેનું રક્ષણ કરવાને સમર્થ હતો. તેની જાત હલકી ખરી, પરંતુ આવે વખતે કુળ જોવામાં કાંઈ ફાયદો નહોતો. વળી શંકરદેવ તથા દેવળદેવીને એકબીજા ઉપર પ્રેમ હતો, માટે તેમનાં લગ્ન કરી નાખવાં એવો નિશ્ચય કરણે કર્યો. એ ઠરાવથી તેને શાંતિ થઈ.

૧૩. આ વાત બન્યા પછી થોડે દહાડે દેવગઢથી ભીમદેવ અચાનક એક લશ્કર લઈ કરણને આવી મળ્યો. કરણે ભીમદેવનું ભારે સન્માન કીધું. ભીમદેવે વળી દેવળદેવીની માગણી કીધી અને કરણે પોતાની ખુશી હતી છતાં ભારે અનુગ્રહ કરતો હોય તેમ તે માગણીનો સ્વીકાર કર્યો.

---

## પ્રકરણ ૧૨ મું

---

## બાગલાણની દુર્દશા

૧. આ બનાવથી કરણ રાજા ઘણા આનંદમાં પોતાની છાવણીમાં ફરતો હતો. મુસલમાનોનું લશ્કર એક ઠેકાણે પડી રહેલું હતું તેનું કારણ તેઓનું કમજોર હતું એમ તે સારી પેઠે જાણતો હતો. પોતાનાં તથા ભીમદેવનાં માણસો એકઠાં મળવાથી દેવળદેવી સહીસલામત દેવગઢ પહોંચશે

એવી તેની ખાતરી થઇ હતી. તેણે કુચ કરવાની તૈયારી કરી હતી. છાવણી ઉપાડવાનો હુકમ આપ્યો હતો. દેવળદેવી પોતાનાં કીંમતી વસ્ત્ર તથા શણગાર સજી ઘોડા ઉપર સવાર થઇ. કરણ અને ભીમદેવ પણ તે જ પ્રમાણે લડવાનો સામાન સાથે લઇને લશ્કરની જોડે ચાલ્યા; પણ તેઓ થોડેક દૂર ગયા એટલે એક જાસુસ દોડતો દોડતો તેઓની પાસે આવ્યો અને શ્વાસ ખાધા વિના કરણ તથા ભીમદેવને સમાચાર કહ્યા કે અલફખાંના લશ્કરમાં બીજા નવા પાંચ હજાર માણસો હમણાં જ ઉમેરાયા છે. તેણે સઘળાં નાકાં ઘેરી લીધાં છે તથા આપની સાથે લડવાને તે પોતે આવે છે.

૨. આ ઓચિંતા સમાચારથી એક વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ સઘળાનાં શરીર ઉપરથી લોહી ઉડી ગયું અને તેઓ સ્થિર થઈ ગયા. કરણ અને ભીમદેવ તો મૂઢની પેઠે ઉભા થઇ રહી એકબીજાની તરફ એકી નજરે જોવા લાગ્યા. લશ્કર સઘળું ચુપાચુપ થઈ રહ્યું. કોઇ બોલે પણ નહિ અને ચાલે પણ નહિ. જે ઉમેદ તેઓએ બાંધી હતી તે સઘળી બિલોરી કાચની પેઠે ફુટી ગઇ; જે વસ્તુ તેઓના હાથમાં આવી ચુકેલી માનતા હતા તે છટકી ગઈ તથા જે કામ પાર પડવાની તૈયારી ઉપર આવેલું હતું તે સઘળું ઉંધું થઇ ગયું.

૩. હવે તુરતમાં તો બાગલાણના કિલ્લામાં જઇને ભરાઈ બેસવા સિવાય બીજો કાંઇ ઉપાય ન હતો; જોકે તેમ કરવામાં એક મોટો ગેરફાયદો હતો. શહેરમાંથી એક મહીનો પહોંચે એટલો માલ પણ નીકળવો મુશ્કેલ હતો. માટે જે કરવું તે એક મહીનામાં કરી લેવાનું હતું.

૪. ચાર પાંચ દહાડા વીત્યા એટલે અલફ્ખાંનું લશ્કર પણ શહેરના કોટ આગળ થોડે દૂર છાવણી નાખીને પડ્યું અને દુશ્મનોના મારથી પોતાનો બચાવ કરવાને પાકાં કામ બાંધવા માંડ્યાં. તેઓને કંઇ ઉતાવળ ન હતી; અલફ્ખાંનો ઇરાદો લડાઇ કરી માણસો તરફનું નુકસાન ખમવાનો ન હતો. તે સારી પેઠે જાણતો હતો કે શહેરમાંથી થોડા દહાડામાં અનાજ ખુટી જશે, એટલે માંહોમાંહે લૂંટ ચાલશે અને છેલ્લી વારે વગર શરતે તાબે થવાની તેઓને જરૂર પડશે; માટે તેની મુખ્ય મતલબ શહેરમાંનું અનાજ ખુટાડવાની હતી. તેણે સઘળાં નાકાં બંધ કીધાં અને શહેરમાં એક દાણો પણ અનાજ જઈ ન શકે એવો બંદોબસ્ત કીધો અને પછી શાંત મન રાખીને રાહ જોતો બેઠો.

૫. શહેરમાં લશ્કરનો તથા આસપાસના ગામના લોકોનો જમાવ થયો ત્યારથી જ અનાજ ઘણું મોંઘું વેચાવા લાગ્યું, અને પહેલવહેલાં તો ગરીબ લોકોનો મરો થયો. પણ લડાઇ જલદીથી પૂરી થશે અને અનાજ બહારથી આવી પહોંચશે, એ આશાથી લોકો ધીરજ રાખી દુઃખ વેઠી બેસી રહ્યા. પણ લડાઇનો પાર આવ્યો જ નહીં અને દુકાનોનો સઘળો માલ ખપી ગયો. સિપાઇઓ તથા બીજા લોકો બુમાબુમ પાડવા લાગ્યા; રસ્તામાં રોજ ઘણા લોકોનાં મુડદાં પડેલાં દેખાતાં હતાં; લોકો છેક નિરાશ થઇ ગયા અને ભુખના માર્યા ઘેલા જેવા થઇને લૂંટવા નીકળ્યા. એક સવારે શહેરનો તમામ કચરો એટલે હલકા લોકો હથિયાર લઈ નીકળ્યા અને બધે ઠેકાણે પથરાઇ જઇને લોકોનાં ઘર ફાડી માંહે પેઠા તેઓની જોડે લશ્કરના સિપાઇઓ પણ કાચોલ

થયા અને દરેકના ઘરમાં અનાજનો જે સંગ્રહ હતો તે લઇ ગયા. રસ્તામાં કાપાકાપી ચાલી, લોહી વહ્યું, મુડદાંઓ રસ્તામાં પડ્યાં અને શોરબકોર સઘળે થઇ રહ્યો. દ્રવ્યવાન લોકોએ ગમે તેટલો અટકાવ કીધો, પણ તેમ કરવામાં ઘણાના જીવ ગયા તોપણ તેઓનું કાંઈ ફાવ્યું નહીં. તેઓનાં ઘરનું સઘળું અનાજ લૂંટાઇ ગયું અને હવે તેઓને ભૂખે મરવાનો દહાડો આવ્યો. પણ થોડા દહાડા વહી ગયા એટલે પેલું લૂંટેલું અનાજ થઇ રહ્યું, એટલે પાછા સઘળા સરખા થઇ ગયા. હવે દુકાળરાક્ષસે પોતાનું ખરૂં રૂપ પ્રકાશ્યું અને હવે ભૂખનું દરદ સઘળાને સરખું લાગવા માંડ્યું. આવી વખતે તે બિચારા લોકોની દુર્દશાનું યથાસ્થિત વર્ણન કરવું ઘણું મુશ્કેલ છે. જો બરાબર થઇ શકે તો તેથી દયાવૃત્તિને ઘણો આંચકો લાગે ને શરીરમાંનું સઘળું લોહી ઠરી જાય. રસ્તામાં લોકોના ચહેરા જોવાથી ચીતરી ચડ્યા વગર રહે જ નહીં. તે બિચારાં ભૂખે મરી ગયેલાં માણસોનાં શરીર લોહી ઉડી જવાથી ધોળાં ફક જેવાં થઇ ગયાં હતાં; તેઓમાંથી માંસ તથા ચરબી પીગળી જવાથી હાડકાં સઘળાં બહાર નીકળી આવ્યાં હતાં; તેઓના ચહેરા ફિક્કા સુકાઈ ગયેલા તથા ખરબચડા થઇ ગયેલા હતા અને તેઓ એવા તો બીહામણા થઇ ગયા હતા કે તેઓમાં અને મલિન ભૂતમાં કાંઇ અંતર રહેલું ન હતું. વળી એવા ભયંકર ચહેરા ઉપર તેઓના મનના સઘળા દુષ્ટ વિચારો બહાર નીકળી આવેલા હતા. દ્વેષ, અદેખાઇ, ક્રોધ, મરવા તથા મારવા વિષે બેપરવાઈ તથા ભૂખમરાથી જ યમરાજાના દરવાજા આગળ આવી પહોંચેલા લોકોમાં જે જે નઠારા ગુણો પ્રકટ થઇ

આવે તે સઘળા તેઓનાં મ્હોં ઉપર સાફ માલમ પડતા હતા. સારાંશ કે તેઓના ઉપર ખુદ મોત આવીને બેઠું હતું, અને જો તે માણસનું રૂપ ધારણ કરે તો તેનું સ્વરૂપ આ લોકોના જેવું બરાબર થાય. આ તો આપણે તેઓના બહારના દેખાવનું વર્ણન કીધું, પણ તેઓનાં મનમાં જે અવ્યવસ્થા થઈ રહી હતી, ભૂખને લીધે જે તેઓને મહાવેદના થતી હતી તેનું વર્ણન તો વૈદકશાસ્ત્રમાં જે પ્રવીણ હોય તેઓ જ કરી શકે અથવા જેઓને તે વાતનો અનુભવ થાય તેને જ ખબર પડે. રસ્તે ચાલતાં ચાલતાં કેટલાંએક તમર ખાઇને પડી જતાં અને તત્કાળ મરણ પામતાં અથવા તેઓ એક બે દિવસ સુધી તેવી હાલતમાં રીબાયાં કરતાં. જ્યાં સઘળા ઉપર સરખી જ આપદા આવી પડેલી ત્યાં એકેક ઉપર દયા પણ કોણ લાવે? તથા તેનું દુઃખ મટાડવાને કોણ ઉપાય કરે? માટે તેઓ રસ્તામાં બીજાં મુએલાં માણસોની સાથે જીવતાં પડી રહેતાં હતાં કેટલાંએકથી તો બહાર નીકળાતું જ ન હતું. તેઓ ભૂખથી એવાં અશક્ત થઈ ગયાં હતાં કે તેમનાથી ઉઠાતું પણ ન હતું. તેઓ ઘરમાં સુતાં સુતાં બરાડાબરાડ પાડતાં હતાં. નાનાં નાનાં છોકરાં રસ્તામાં ટળવળતાં હતાં અને પછાડા મારી મારીને મરી જતાં અથવા મરણતોલ થઇને ભોંય ઉપર પડતાં હતાં. છોકરાંની મા ઘેલી જેવી આણીગમ તેણીગમ દોડતી, અને કડકો રોટલો જે તેણે છુપાવી રાખ્યો હોય તે પોતાનાં હાડપિંજર જેવાં સુકાઇ ગયેલાં છોકરાંને ખવડાવતી અને તેટલો સુકો રોટલો પણ કોઈ હરામખોર આવે તો તેના હાથમાંથી લઇ ન જાય માટે ચોતરફ જોયાં કરતી. કેટલીએક બઇરીઓની નજર

આગળ તેઓનાં નાનાં નાનાં કુમળાં બાળક તરફડીને મરી જતાં તેને જોઈ તે ડોળા બેબાકળા કરી મ્હોં ઉઘાડું રાખી ઉભી રહેતી. પોતાને ખાવા મળે નહીં એટલે દૂધ તો ક્યાંથી જ આવે? માટે ધાવણાં છોકરાં પીલાઈ પીલાઈને મરી જતાં હતાં. તેઓનાં દરદથી તથા ભૂખથી તેઓની માની પણ તેવી જ અવસ્થા થતી હતી. ઘરડાં અશક્ત ડોસાઓ તથા ડોશીઓ પડી પડીને મરતાં હતાં, અને ભરજુવાનીમાં આવેલાં સ્ત્રીપુરુષો પણ કાળચક્રના સપાટામાં આવી ગયાં હતાં. દુકાળની આગળ બધી જાતનાં, ઉમરનાં તથા પદવીનાં માણસો સરખાં જ હતાં. મોત ચોતરફ ફરતું હતું. તેના હાથમાં ઘણું કામ આવી પડયું હતું. ગરીબ લોકોનાં મુડદાં રસ્તામા, ગલીમાં અને ઘરોમાં કોહી જતાં હતાં. તેઓને બાળવા કોઈનામાં શક્તિ રહી ન હતી તથા જ્યાં સઘળાને મરવાની ધાસ્તી સરખી જ ત્યાં એકએકને શરમ તથા સંબંધ તો ક્યાંથી જ રહે?

૬. હવે અનાજ તો થઇ રહ્યું અને જીવતાં રહેલાં માણસોને કોઇ પણ જાતનો ખોરાક તો જોઇએ, માટે કેટલાંએક ઝાડનાં ફળ ખાઇને જીવતાં, કેટલાંએકને ત્યાં ગાય ભેંસ હતી તેઓ દૂધ પીને પોતાના શરીરને આધાર આપતાં; કેટલાંએક ઢોરોની પેઠે ઘાસ ખાતાં, કેટલાંએક પાતરાં ખાતાં વળી બીજાઓ એમાંથી કાંઈ ન મળે ત્યારે ચામડાં કરડતાં અને વખતે ધુળ ને મટોડું ખાતાં, જે કાંઈ નરમ વસ્તુ ચાવી શકાય તેવી હોય તે સઘળી ભક્ષણ કરવામાં આવતી. એ બધાની સાથે પેટનું ભરતીયું થવાને માટે લોકો પુષ્કળ પાણી પીતા હતા. આવો નઠારી જાતનો, જેથી પોષણ

થઇ ન શકે એવો, વખતે શરીરને નુકસાન પહોંચાડે એવો ખોરાક ખાવાને લીધે તથા મરી ગયેલાં માણસોની સડી ગયેલી લાશોમાંથી જે દુર્ગંધ તથા પ્રાણઘાતક હવા નીકળતી હતી તેને લીધે શહેરમાં મરકી ચાલી. લોકોને તાવ, જીવમાં ચુંથારો અને અંતે સનેપાત થવા લાગ્યો, અને થોડા વખતમાં મોત આવીને આ સઘળા દુઃખમાંથી તેઓનો છુટકો કરવા લાગ્યું. એ પ્રમાણે તે લોકોના ઉપર દુકાળ અને મરકી એ બે આફતો આવી પડી, અને તેથી મૃત્યુનું કામ ઘણું ધમધોકાર ચાલવા માંડ્યું. જેઓ કદાચ દુકાળના સપાટામાંથી બચે તેઓ મરકીના ઝપાટાથી ઘસડાઇ જાય. જ્યારે શહેરમાં મરકીએ દેખાવ આપ્યો ત્યારે લોકો છેક નિરાશ થઈ ગયા. તેઓએ જીવવાની સઘળી આશા છોડી દીધી અને મોતને વાસ્તે ઘણી જ બેપરવાઇ દેખાડવા લાગ્યા. પછી રસ્તામા જે મુડદાં પડે તેને કોઈ ઉઠાવે પણ નહીં, ત્યાં ને ત્યાં તેઓ સડયાં કરે. ઘરોમાં પણ મુડદાં પડી રહેતાં. શહેરમાં કાગડા, ગીધ અને સમડી ધોળે દિવસે મુડદાંને પીંખી નાખતાં, વખતે કુતરાં બિલાડાં તેઓને ઘસડતાં તથા ફાડી ખાતાં. રાત્રે જંગલમાંથી શિયાળવાં તથા બીજાં હિંસક પશુઓ શહેરમાં ઉજાણી કરવા આવતાં. ગાય, ઢોર તથા બીજાં પાળેલાં જાનવરો ધણી વિના, ખાધા વિના, સંભાળ વિના મરવા લાગ્યાં. તેઓએ પણ શહેરની દુર્ગંધીમાં વધારો કીધો. માણસો અને તેની સાથે સંબંધ રાખનારાં પ્રાણીઓનો આ પ્રમાણે નાશ થતો હતો અને માંસભક્ષક પશુઓનાં મનને મોટો ઉત્સવ થઈ રહ્યો હતો. દુકાળ તથા મરકીને લીધે જેવો લોકોનાં શરીરની અવસ્થામાં ફેરફાર

થયો તેવો જ તેઓનાં મનની સ્થિતિમાં પણ ફેરફાર થયો હતો. માણસમાં જે દુષ્ટ તથા નઠારા ગુણો હોય છે તેઓ સઘળા આ વખતે પ્રકટ થયા તથા સઘળા સારા તથા ઉંચા ગુણો દબાઈ ગયા. માણસોમાંથી માંહોમાંહેની શરમ ઉઠી ગઇ, સગપણનો નાશ થયો, દોસ્તી હોલવાઈ ગઇ; સ્વાર્થ, સ્વાર્થ સઘળે ઠેકાણે સઘળાનાં મનમાં વ્યાપી રહ્યો. માબાપ અને છોકરાંની વચ્ચેનું તથા ધણીધણિયાણી વચ્ચેનું સઘળું હેત નાસી ગયું. આ વખતે કોઈ કોઇનું નહીં. સૌને સૌનું લાગ્યું હતું. લોકોનાં મનમાંથી ધર્મનો અંશ જતો રહ્યો; પરમેશ્વરને તેઓ ભૂલી ગયા; મોતનો ડર તથા મુએલાં માણસને વાસ્તે માન એ બન્ને જતાં રહ્યાં. આ સઘળી આફત જોવાથી તથા મોત તેઓની પાછળ પાછળ ડગલાં ભરતું હતું તે વિચારથી ઇશ્વર તરફ મન લઈ જવાને તથા શોકાતુર થઇને શાણપણ તથા ગંભીરાઇ પકડવાને બદલે તેઓ ઉલટા ખુશી થતા આણીગમ તેણીગમ અતિ આનંદમાં ફરતા દેખાતા હતા. તેઓનાં મગજ ભૂખથી ફરી ગયેલાં હતાં તેથી અથવા બીજા કોઇ પણ કારણને લીધે તેઓએ આવી અસ્વાભાવિક વર્તણુક પકડી હતી. દિવસે અને રાત્રે કેટલાંએક બીહામણાં ભૂત જેવાં માણસોનાં ટોળાં રસ્તામાં મોટે અવાજે તથા ખુશીથી ગાતાં, વાજીંત્રો વગાડતાં તથા ઘણો શોર કરતાં જતાં હતાં; એ પ્રમાણે કરવામાં તેઓની મતલબ કાંઇ પણ જણાતી ન હતી. તેઓ માત્ર વખત કાઢવાને તથા મોતનો વિચાર દૂર કરવાને ફરતાં હતાં. કેટલાંએક માણસો સનેપાતના જોરમાં બહાર નીકળીને ફરતાં અથવા દોડતાં હતાં. તેઓ ગાતાં, બુમ પાડતાં

અથવા વગર અર્થનું અને વગર મતલબનું બોલતાં, અને છેલ્લી વારે એવા જોરથી ખડખડ હસી પડતાં કે આખો મહેલ્લો ગાજી રહેતો. એ પ્રમાણે શહેરની અવસ્થા થઇ રહી હતી.

૭. કિલ્લામાં જ્યાં કરણ રાજા, ભીમદેવ, દેવળદેવી તથા મુખ્ય સામંતો અને બીજા સરદારો રહેતા હતા તેઓને વાસ્તે તે કિલ્લાના કોઠારમાં કેટલુંક અનાજ ભરી રાખેલું હતું. તેમાંથી થોડું થોડું તેઓ વાપરતા અને એ પ્રમાણે કસર કરી તેઓએ અનાજ અત્યાર સુધી પહોંચાડ્યું હતું; અને હજી થોડા દહાડા વધારે ચાલે એટલું બાકી રહેલું હતું. લોકોને એ જોઇને ઘણી અદેખાઈ આવતી હતી, અને તેઓને વાસ્તે પોતે મરણ પામે અને જેઓ લડાઈનાં મુખ્ય કારણ તેઓ જીવતાં રહે એ જોઇને તેઓને ક્રોધ આવતો હતો. પણ તેઓને ગુજરાતના દુર્દશામાં આવી પડેલા દુર્ભાગી કરણ રાજા ઉપર દયા આવતી હતી તથા પોતાના રાજાના કુંવર ભીમદેવની તેઓ આબરૂ રાખતા હતા, તેથી તેઓએ કિલ્લામાંના લોકોને કશી રીતનો ઉપદ્રવ કીધો નહીં તેઓની પાસે એક બીજો ઉપાય પણ તૈયાર હતો. જો તેઓ સઘળા મળી શહેરના દરવાજા ઉઘાડી નાખી મુસલમાનોને અંદર આવવા દે તો તેઓનાં દુઃખનું તુરત નિવારણ થાય. પણ તેમ તેઓએ કીધું નહીં. એ પ્રમાણે દગલબાજી કરવામાં ઘણી ગેરઆબરૂ છે એમ તેઓ સારી પેઠે જાણતા હતા. માટે આટલું બધું કષ્ટ તેઓએ સહ્યું; દુકાળ અને મરકી પોતાના શહેરમાં આવવા દીધી, પોતાનાં વહાલામાં વહાલાં માણસોને પોતાની નજર આગળ પીલાઇ પીલાઇને આવાં ભયંકર મોતે મરતાં જોયાં તથા પોતાના

મોતને વાસ્તે પણ કાંઇ દરકાર રાખી નહીં. પ્રતિષ્ઠા જાળવવા વિષેના તેમના એવા ઉમદા વિચાર જોઇને આપણે વિસ્મિત થયા વિના રહેતા નથી. આટલી બધી વાર તેઓએ આવા વિચાર રાખ્યા પણ હવે તેઓનું મન બદલાયું, અને કેટલાએક લોકોએ ઠરાવ કીધો કે હવે શહેરના દરવાજા ઉઘાડા મુકી દેવા. કરણ તથા ભીમદેવનું લશ્કર ઘણુંખરૂં સઘળું મરી પરવાર્યું હતું ને જે જીવતા હતા તેઓની અવસ્થા લડવા લાયક રહી ન હતી, માટે હવે દરવાજા બંધ રાખ્યાથી ને પડી રહેવાથી વધારે માણસનો નાશ જ થવાનો હતો અને કાંઈ કામ સિદ્ધ થાય એવો સંભવ ન હતો, એમ તેઓએ વિચાર્યું.

૮. એ વિચાર પ્રમાણે ઘણાએક માણસોએ કિલ્લામાં જઈ કરણની આગળ સઘળી હકીકત કહી, અને હવે શહેરમાં શત્રુઓને આવવા દેવાની રજા માગી. કરણે તેઓનો ઉપકાર માન્યો, અને પોતાને તથા પોતાની પુત્રીને વાસ્તે તેઓ આટલી લાંબી મુદત સુધી મહાભારત દુઃખ તથા નુકસાન વેઠીને રહ્યા તેને માટે તેઓને ઘણીજ શાબાશી આપી. કરણને તેઓના ઉપર ઘણી દયા આવતી હતી અને તેઓ કહે છે તે સઘળી વાત ખરી છે એવી તેના મનમાં ખાતરી થઇ હતી. હવે જીતવાની આશા તો મુદ્દલ રહી જ ન હતી. હવે કિલ્લામાં ભરાઈ રહેવું નિરર્થક હતું. એટલે વધારે માણસોને મરતાં અટકાવવાને માટે તેણે લોકો પાસે એક રાતની મહેતલ માગી, અને બીજે દહાડે દરવાજા ઉઘાડા મુકવાની તેમને રજા આપી.

૯. બીજે દિવસે શહેરના કેટલાએક લોકોએ કોટ ઉપર

ચડીને સલાહનું નિશાન દેખાડયું. તે ઉપરથી અલફ્ખાંએ પોતાની તરફથી કેટલાએક માણસોને મોકલ્યા. તેઓની આગળ શહેરના લોકોએ પોતાની સઘળી હકીકત કહી. તેઓની કેવી દુર્દશા થઈ હતી તે સઘળું દયા ઉપજે એવી રીતે કહી સંભળાવ્યું. આખું શહેર મુસલમાનોને સ્વાધીન કરવાનું તેઓએ કબુલ કીધું, પણ એટલી શરતે કે મુસલમાનોએ પ્રજાની માલમિલકતને છેડવી નહિ. અલફ્ખાંએ તે શરત કબુલ કીધી અને તે દહાડે રાત્રે શહેરના લોકોએ એક દરવાજો ઉઘાડયો. મુસલમાન લોકો ધસારો કરી માંહે પેઠા. શહેરમાં પેસતાં જ તેઓ કરણ તથા દેવળદેવીને શોધવા લાગ્યા. રસ્તામાં કેટલાએક મરદો તથા બઈરીઓ તેઓને જોવાને ઉભેલાં હતાં, તેઓમાં જ કોઇ દેવળદેવી હશે એમ તેઓને વહેમ જવાથી તેઓ તેમને પકડી ઘસડવા લાગ્યા, અને તેમનુ ઘણીક રીતે અપમાન કરવા લાગ્યા. ને તેઓના ધણીથી તથા બીજા માણસોથી ખમાયું નહિ, માટે તેઓએ મુસલમાન સિપાઇઓ સાથે તકરાર કીધી. વળગાઝુમી ઉપરથી મારામારી ઉપર આવી ગયા. તલવારો નીકળી અને કેટલાએક જેઓ દુકાળ તથા મરકીના સપાટામાંથી બચ્યા હતા તેઓ આ લડાઇમાં માર્યા ગયા. જ્યારે આ ગડબડાટ શહેરના મુખ્ય બજારમાં થયો તે વખતે કેટલાએક અટકચાળા તથા લૂંટવાની ઉમેદ રાખનારા મુસલમાનોએ એક દુકાન સળગાવી મુકી. એ આગ લાગવાથી સઘળા મુસલમાન સિપાઇઓ ઘણા ખુશ થયા. જ્યારથી અલફ્ખાંએ શહેરના લોકોની જીંદગી તથા માલમિલકત બચાવવાને અભય વચન આપ્યું, ત્યારથી તે સિપાઇઓ

નાઉમેદ થઈ ગયા હતા. પણ જ્યારે આગ લાગી અને પથરાઇને ફેલાવા લાગી ત્યારે લોકોના ઘરમાં ભરાવા અને તેમાંની દોલત લઇ લેવાને હવે કાંઇ હરકત પડ નહીં, એ ધારણાથી તેઓએ આગ હોલવવાની કાંઇ મહેન કીધી નહીં. બલકે શહેરના એ ત્રણ ભાગમાં ઠેકાણેકે જઇ નાનાં નાનાં ઘરો સળગાવી મુકયાં. રાતનો વખત, પવ નીકળેલો, કોઈ હોલવનાર મળે નહીં, શહેરમાં થોડાં માણસો રહી ગયેલાં અને તેઓ એવાં અશક્ત કે તેઓથ કાંઈ કામ બની શકે નહીં, તેથી આગ ઘણા જોરથી ફેલા અને થોડા વખતમાં આખું શહેર અગ્નિની ઝાળમાં લપેટા ગયું. આ વખતે શહેરનો દેખાવ ઘણો ભયંકર થઇ રહ્યો ઘરો સઘળાં ઘાસની પેઠે ભડભડ બળવા લાગ્યાં. મુસલમા સિપાઇઓમાં કાંઈ બંદોબસ્ત રહ્યો નહિ. તેઓ સઘ અલફખાંના હુકમથી ઉલટા ચાલીને બધા શહેરમાં ફ વળ્યા. અને જે મોટાં મોટાં ઘરો તેઓની નજરે પડ તેમાં પેસીને લૂંટફાટના કામમાં પડ્યા. અલફખાંનો હુક માન્યો નહિ તેથી તે ઘણો ચીડાઇ ગયો. તેનાથી લશ્કરન બંદોબસ્ત રાખી શકાયો નહીં, એ જ તેના મનને મો નામોશી લાગતી હતી. વળી આ વખતે તો તેના મન એક બીજી મોટી ફિકર હતી. તેને દેવળદેવીને હાથ લેવાની ઘણી જ આતુરતા હતી. આ સઘળી લડાઇનું કાર જો છેલ્લી વખતે છટકી જાય તો તેને અટકાવનાર કે ન હતું; માટે લશ્કરને પાછું એકઠું કરી તેને જલદી શો કાઢવાની જરૂર હતી. તેણે સિપાઇઓને સમજાવ્યા, ધમકાવ

તથા બીજા ઘણા ઉપાયો કીધા, પણ કોઈ લૂંટમાંથી પાછું આવ્યું નહિ.

૧૦. જ્યારે કરણ રાજાને આ સઘળી વાતની ખબર પડી ત્યારે તેને ઘણી જ ખુશી થઈ. તેણે જોયું કે જ્યારે અલફ્‌ખાંના સિપાઇઓ લૂંટવાના કામમાં પડેલા છે ત્યારે નાસી જવાનો સારો લાગ છે. તેને પકડનાર તથા હરકત કરનાર કોઈ જ ન હતું. તેણે ત્યાંથી નાસવાની તેયારી કીધી અને પોતે ભીમદેવ, દેવળદેવી તથા થોડાંએક ખાનગી માણસો એટલાં કિલ્લાને પાછલે રસ્તે નીકળ્યાં, અને ઘણા જલદ ઘોડા તૈયાર રાખેલા હતા તે ઉપર સવાર થઇને તેઓ પૂરવેગે દેવગઢ જવાને નીકળી પડયાં. રસ્તામાં દુશ્મનોનું એક પણ માણસ તેઓને મળ્યું નહિ તેથી તેઓ નિરાંતે ઝડપથી કુચ કરી આગળ ચાલ્યાં.

૧૧. જ્યારે બાગલાણમાં સઘળી દોલત લૂંટાઇ રહી ત્યારે મુસલમાન સિપાઇઓ અલફ્‌ખાંની રૂબરૂ હાજર થઈ ગયા, અને જે તકસીર કીધી હતી તેને માટે તેઓએ માફી માગી. તે વખતે મધ્યરાત્રી થઇ હતી, તોપણ અલફ્‌ખાં તેઓને લઇને તુરત કિલ્લા તરફ ગયો, પણ અંદર જવાનો રસ્તો કાંઇ જડયો નહિ. કેટલીએક વાર આણીગમ તેણીગમ ફર્યા પછી તેઓને એક માણસ હાથ લાગ્યો તે તેઓને કિલ્લાની પાછળની બાજુએ લઇ ગયો. ત્યાંના દરવાજા ખુલ્લા હતા તેટલા ઉપરથી અલફ્‌ખાં નિરાશ થઈ ગયો, અને તેણે તુરત અનુમાન કીધું કે પક્ષીઓ પાંજરામાંથી ઉડી ગયાં. તોપણ તેઓ કિલ્લામાં પેઠા અને મોટી મોટી

મશાલો સળગાવી કિલ્લામાં ખૂણેખોચરે સઘળે જોઇ વળ્યા. સવાર થવા આવી પણ કુરણ, દેવળદેવી કે કોઇ ત્યાં માલમ પડયું નહીં તેથા અલફખાંને ઘણી દિલગીરી તથા ગભરાટ થયો. લગભગ હાથમાં આવેલી દેવળદેવી તેણે ખોઇ. તેની સઘળી મહેનત છુટી પડી. તેણે સિપાઇઓને હજારો ગાળો દીધી. તેઓ લૂંટવામાં પડવાથી તેનું કામ સઘળું બગડી ગયું. દેવળદેવી એક વાર દેવગઢમાં પહોંચી અને શંકરદેવને પરણી, એટલે સઘળું થઇ ચુકયું તોપણ જ્યાં લગી આશા હોય ત્યાં લગી શ્રમ તો કરવો જોઇએ, એમ ધારી તેણે દેવગઢ તરફ જવાનો પોતાના સિપાઇઓને હુકમ કીધો. તેઓ ઘણા જલદીથી આગળ ચાલ્યા. જરા પણ આરામ લેવાને ઉભા રહ્યા નહિ. જ્યારે સાંજ પડી અને થોડું થોડું અંધારૂ સઘળે પથરાયું ત્યારે તેઓએ ક્ષિતિજમાં ધુળ ઉડતી જોઇ, તે ઉપરથી તેઓએ અનુમાન કીધું કે એ જ કુરણનાં માણસો હશે. તેઓ વધારે ઝડપથા દોડયા અને જેમ જેમ પાસે જતા ગયા તેમ તેમ કુરણનાં માણસો સ્પષ્ટ દીસવા લાગ્યાં.

૧૨. આણીગમ કુરણે પણ જોયું કે દુશ્મન તો લગભગ પાસે આવી ચૂકયા. તેઓ ઘણા થાકી ગયેલા હતા તેથી વધારે ઝડપથી જવાને અશક્તિમાન હતા, પણ તેઓને એટલો સંતોષ હતો કે હવે રાત પડવા આવી હતી. આગળ ઝાડી ઘણી ખીચોખીચ હતી તથા રસ્તા ઘણા વિકટ હતા. વળી ગામડાના લોકો જેઓ આ રસ્તાના ભોમીયા હતા તેઓ મુસલમાન લોકોને ભમાવ્યા વિના રહેશે નહીં, એટલે તેઓને દેવગઢ જવાને વખત મળશે. અલફખાંએ મશાલ

તૈયાર કરાવી એટલા જોરથી કુચ કીધી કે તે છેક કુરણની પાસે આવી પહોંચ્યો. આ જ વખત સમાલવાનો હતો. આ વખતે જો કાંઇ તદબીર કરવામા ન આવે તો દેવળદેવી નિશ્ચય મુસલમાનોના હાથમાં પડે. માટે ભીમદેવ પોતાનાં માણુસો સાથે દેવળદેવીને લઇને એક બાજુ તરફના રસ્તા પર નીકળી ગયો, અને અલફખાંને એકલા કુરણની પાછળ જવા દીધો. એ પ્રમાણે કુરણ તથા દેવળદેવી જુદાં પડયાં એ વાત અલફખાંને માલમ ન હતી. માટે તેણે દેવળદેવીની ઉમેદે કુરણની પાછળ દોડ કીધી. રાત અંધારી હતી; ઝાડી ઘણી જ ગાઢી આવી પડી. આખી રાત મુસલમાનોએ ચાલ ચાલ કર્યાં કીધું, અને જ્યારે સવાર પડી ત્યારે તેઓ એક મોટા મેદાનમાં આવ્યા એમ તેમને માલમ પડયું. ત્યાં તજવીજ કરતાં જણાયું કે દેવગઢ ત્યાંથી હવે એક મજલ દૂર રહ્યું હતું. પણ અફસોસની વાત એટલીજ કે કુરણનું કાંઇ ઠામ ઠેકાણું જડયું નહીં; તેની કાંઈ નિશાની નજરે પડી નહીં. હવે તો નક્કી થયું કે કુરણ દેવગઢ પહોંચ્યો હશે અથવા જલદીથી પહોંચશે, માટે પાછળ દોડવામાં કાંઇ ફળ નથી. માટે છેક નિરાશ થઇ અલફખાંએ ત્યાં મુકામ કીધો અને તપાસ કરવાને ચોતરફ માણુસો મોકલ્યાં. આખો દહાડો વહી ગયો તોપણ કાંઇ ખબર મળી નહીં. કુરણ તો દેવગઢ સહીસલામત આવી પહોંચ્યો. ભીમદેવ આડે રસ્તે પડયો હતો તે કેટલેક દૂર જઈ એક ગામમાં મુકામ કરી ત્યાં રહ્યો અને તે ઠેકાણે દુશ્મનોનો આવવાનો સંભવ નથી એવું જાણીને ત્યાં એક દહાડો થાક ખાઇ બીજે દિવસે

તે ગ્રામમાંથી આશરે બીજા સો હથિયારબંધ જુવાનો લઈ ભીમદેવની સવારી દેવનગરી તરફ જવાને નીકળી. કેટલીએક વાર સુધી મેદાનમાં ચાલ્યા પછી તેઓ એક સાંકડી ગલીમાં આવ્યા. આસપાસ બે ઉંચા પહાડ આવી રહ્યા હતા. એ નાળ ઘણી જ લાંબી હતી. તેમાં આગળ જતાં થોડેક દૂર ધુમાડો નીકળતો જોયો. પહેલવહેલાં તો તેઓએ જાણ્યું કે તે ગામડું અથવા ભઠ્ઠી કે પજાવો હશે; પણ જરા આગળ ચાલતાં માણસોનું એક ટોળું રસોઈ કરતું હોય એમ તેઓને લાગ્યું. તેઓની પાસે ગયા ત્યારે તેઓ મુસલમાન છે એમ માલમ પડ્યું. એ મુસલમાનો અલફખાંના મુસલમાનો હતા. તેઓ અલફખાંની છાવણીમાંથી છાનામાના નીકળી વેરૂળની ગુફા જોવા આવ્યા હતા. તેઓએ પણ જ્યારે લશ્કર આવતું જોયું, ત્યારે સઘળું રસોઇનું કામ પડતું મુકીને જાગૃત થઇ ગયા. સૌએ લુગડાં બાંધીને હથિયાર બાંધી દીધાં અને શું કરવું તેનો મનસુબો કરવા લાગ્યા. તેઓ તો ફક્ત ૩૦૦ માણસો હતાં અને સામાવાળા તો તેઓને તેથી બમણા ત્રમણા દેખાયા. કેટલાએકનો વિચાર લડવું નહિ એમ હતો, પણ કેટલાએક જુવાન તુરકમિરજાંઓને હિંદુઓથી ડરવું, એ તો કાયરનું કામ એમ લાગ્યું; માટે "અલ્લાબેલી ને પીરમદદ" એવું કહી તેઓ હારબંધ દુશ્મનની મુલાકાત લેવાને ઉભા રહ્યા.

૧૩. આણીગમ ભીમદેવે તેને કોઈ દુશ્મન મળશે એવું ધારેલું ન હતું, તેથી તેણે લડવાની કાંઇ તૈયારી રાખી ન હતી. તેના મનમાં કાંઇ વ્હેમ ભરાઇ ગયો અને તેની

સઘળી હિમ્મત જતી રહી. તેના મ્હોં ઉપરથી લોહી ઉડી ગયું અને તે છેક ઉદાસ થઇ ગયો. પોતાની તરફનાં માણસો દુશ્મન કરતાં ઘણાં વધારે છે તથા શૂરા રજપુતોને ફાટા-તુટા તુરકડાઓને મારી હઠાવતાં કાંઈ વાર લાગવાની નથી એવું કહીને તેણે પોતાના માણસોને હિમ્મત આપવાનું કર્યું; પણ તેનું મ્હોંજ તેના આ ઉત્તેજક શબ્દોને જુઠા પાડતું હતું. તેઓએ ભીમદેવને કોઇ વાર કાયર થયેલો જોયો ન હતો અને જ્યારે તે વખતે તેઓએ તેને નિરાશ તથા હિમ્મત હારેલો દીઠો ત્યારે તેઓ સઘળાને એકદમ લાગ્યું કે આજે કાંઈ નવતરૂં કારણ છે, અને બધાના હાંજા ગગડી ગયાં. તેઓએ બહારથી તો શૂરાતન દેખાડયું, પણ તેઓની છાતી ધડકતી હતી તથા પગ બરાબર ઉપડતા ન હતા. એવી સ્થિતિમાં તેઓ મુસલમાનોની સામે યુદ્ધ કરવાને આગળ ચાલ્યા.

૧૪. શત્રુઓ તેઓને વાસ્તે તૈયાર જ હતા. તેઓને પાસે આવતા જોઇને મુસલમાનોએ "અલ્લાહુ અકબર"-ની જોરથી બુમ પાડી. એ બુમ રજપૂતોએ આજ પહેલાં સેંકડો વાર સાંભળી હતી, તોપણ આ વખતે તેઓનાં મન ઉપર ઘણીજ જુદી જાતની અસર ઉત્પન્ન થઇ. બન્ને લશ્કર સામસામાં મળ્યાં અને મુસલમાન લોકો થોડા હતા તોપણ કાંઈ પણ દહેશત ખાધા વિના તેઓએ ભીમદેવના માણસો ઉપર ધસારો કીધો. તીરથી વાદળ છવાઈ ગયું, ચીસાચીસથી તથા બુમાબુમથી કાન બહેર મારી ગયા. એક તરફ શિરોહીની તથા એક તરફ અરબસ્તાનની તલવાર ઉછળી રહી. જુવારની કાપણી થતી હોય તેમ સામસામેનાં

માણુસો કપાયાં. તે વખત "અલ્લાહુ અકબર" ની બીજી ચીસ સંભળાઇ, અને મુસલમાનોએ વધારે જુસ્સાથી હુમલો કીધો. તેની સામે હિંદુઓથી ટકાયું નહીં. તેઓમાં ભંગાણુ પડયું. ઘણાખરા જુદી જુદી દિશાઓ તરફ નાસવા લાગ્યા. દેવળદેવીના ઘોડાને એક તીર એવા તો જોશથી વાગ્યું કે તે તુરત મરણ પામ્યો તથા તે પોતે બેહોશ થઇ જમીન ઉપર પડી. તેને લઈ જવાને વાસ્તે તેની દાસીઓ ચોતરફ વિંટળાઇ વળી. એટલામાં મુસલમાન સિપાઈઓએ આવીને તેને ઘેરી લીધી.

૧૫. આટલી મુદ્દત થયાં જેને માટે લડતા હતા તે હાથમાં આવી, એવું જાણી મુસલમાનોએ ઘણા રાજી થઇને આ ખુશ ખબર અલફખાંને કહેવાને એક કાસદ મોકલ્યો. તેઓ પણ દેવળદેવીને એક ઘોડા પર બેસાડી મોટી છાવણી તરફ તાકીદથી લઇ ચાલ્યા. અલફખાંને આ સમાચાર સાંભળીને તથા થોડી વાર પછી દેવળદેવીને નજરે જોઇને અતિશય હર્ષ થયો. તેણે પરમેશ્વરના શુકરાના કીધા; પોતાની પાસે જેટલા પૈસા હતા તેટલા તે માણુસોમાં વહેંચી દીધા, અને ત્યાંથી છાવણી ઉઠાવીને દેવળદેવીને સાથે લઈ ગુજરાત જવાને નીકળ્યો.

---

# પ્રકરણ ૧૩ મું

---

## કરણનો અન્ત

૧. જ્યારે કરણે દેવગઢમાં સાંભળ્યું કે ભીમદેવનું શ્કર કપાઈ ગયું તથા દેવળદેવી મુસલમાનોના હાથમાં કડાઈ ત્યારે જે દુઃખ તેને થયું તેનું વર્ણન થઇ શકતું નથી. ણે કેટલાએક દહાડા સુધી તો અન્ન ચાખ્યું નહીં તથા ાણીનું ટીપું પણ ઓઠે અડકાડ્યું નહીં. જે બનાવ અટકાવવા- માટે તેણે આટલું કષ્ટ સહ્યું, જેને માટે તે આટલી મુદત ુધી લડાઇ લડ્યો તથા બેહદ સંકટ વેઠ્યું, જેને વાસ્તે તેણે ાતાનો પ્રાણ જોખમમાં નાખ્યો તથા પોતાનાં ઘણાંએક હાલાં માણસોને પોતાની નજર આગળ મરતાં દીઠાં, તે જ નાવ આખરે બન્યો એ કાંઈ થોડી સંતાપ ઉપજાવનારી ાત ન હતી. જે અમૂલ્ય રત્ન તેણે મહા જતનથી ઘરમાં ાખી મુક્યું, જેને જોવાથી તેને અતિ આનંદ થતો તથા વડે તેને આટલા મહાભારત દુઃખમાં પણ જીવવું ગમતું ું તે રત્ન તેના હાથમાંથી જતું રહ્યું અને તે કોના ાથમાં પડ્યું ? પોતાના ઉંચા કુળનું અભિમાન રાખી ણે દેવગઢના રાજા સાથે સંબંધ કરવા ના કહેલી, તથા લેચ્છ લોકોના હાથમાં જાય એ ભયથી જ શંકરદેવને ાતાનો જમાઈ કરવાને છેલ્લે તેણે ઘણી આનીકાની સાથે બુલ કરેલું તે સઘળું વ્યર્થ ગયું. તેને જે મોઢામાં મોટી હેશત હતી તે જ આડે આવી. હવે જીવવું શા સારૂ ? વવું કોને વાસ્તે ? અને શું કરવા ? તેણે આપઘાત

કરવાને ઘણીએક વાર પ્રયત્ન કીધા, પણ તેને સઘળી વખત કોઇએ રોક્યો. તેને દેવગઢના રાજા રામદેવે ઘણો દિલાસો તથા ધીરજ આપી; તેને અન્ન ખવરાવ્યું તથા કેટલીએક તદબીરથી તેનું મન પોતાની છોકરી ઉપરથી કઢાવ્યું; પણ તે વખતથી તેની અક્કલને નુકસાન લાગ્યું. તે ઉદાસીની પેઠે આખો દહાડો જરા પણ હસ્યો નહીં. આવી અવસ્થામાં તે કેટલીએક મુદત સુધી દેવગઢમાં રહ્યો; પણ એટલામાં મલેક કાફુરનું લશ્કર શહેર આગળ આવ્યું અને તેને ઘેરો ઘાલ્યો. રામદેવ શંકરદેવને કિલ્લામાં રાખી પોતે ઘણાં-એક નજરાણાં લઇ મલેક કાફુર પાસે ગયો, અને તેને શરણ થયો. ત્યાં તેને રાયારાયનો ઇલ્કાબ મળ્યો. દિલ્હીના પાદશાહે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું એટલું જ નહીં પણ તેમાં વધારો કરી આપ્યો. તેને નવસારી પરગણું ઈનામ દાખલ આપ્યું અને તેને ઘેર જવાને લાખ તનખા ખરચને માટે આપ્યા.

૨. એ સઘળો બનાવ જ્યારે બન્યો ત્યારે કરણ ગુસ્સે થઇને તથા રામદેવ ઉપર કંટાળી જઇને દેવગઢથી ચુપકીથી નાસી ગયો અને પાંચ વર્ષ સુધી આખા ગુજરાત-માં જુદો જુદો વેશ લઇને ભટક્યો. છેલ્લે તે મોઢેરા ગામમાં આવી પહોંચ્યો અને ત્યાંના દહેરાની એક ધર્મ-શાળામાં તેણે ઉતારો કીધો. અહીં જ્યારે તેણે સાંભળ્યું કે દેવળદેવી તેને વિસરી જઈ પોતાની મા સાથે ઘણા આનંદમાં રહેતી હતી, અને તેણે પાદશાહના શાહજાદા ખિઝરખાં સાથે લગ્ન કીધું હતું, ત્યારે તેના અંતઃકરણમાં સખ્ત ઘા લાગ્યો અને તે બેશુદ્ધ થઇ ભોંય ઉપર પડયો. થોડી વાર

પછી જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તેની આંખ લાલચોળ તથા ચહેરો ગાંડા જેવો થઈ ગયો. તે દુષ્ટ ચંડાળ છોકરી તેના બાપના કીધેલા ઉપકાર ભૂલી જાય અને તેને કોઇ વાર પણ સંભારે નહીં એ કાંઇ જેવું તેવું દુઃખ ન હતું. જેને વાસ્તે તેના આવા હાલ થયા હતા અને તે વનવન ભટકતો હતો, તે સુખમાં પાદશાહના મહેલમાં રહે અને જરા પણ ઉદ્વેગ ધરે નહીં; વળી તેની મા સાથે વટલી જાય; અને છેલ્લે તેને ભૂલી જઇને તેના બાપનું રાજ્ય લેનાર, તેના ઘરનું સુખ હરનાર, તેને આટલી બધી વિપત્તિમાં નાખનારના જ છોકરા સાથે પરણે એ કાંઈ નાનીસુની વાત ન હતી. એ કેટલોક વખત ધર્મશાળામાં પડી રહ્યો, પણ તેના મનમાં કાંઇ સ્થિરતા ન હતી. તે તક જોતો હતો. તેને એક ઘડી પણ ચેન પડતું ન હતું. તેનું ક્ષત્રિયનું લોહી શરીરમાં ઉકળ્યાં જ કરતું હતું. તેનો હાથ તલવાર પકડવાને ઘણો આતુર હતો. તેના શત્રુ મુસલમાન લોકોના ઉપર વેર લેવાને તે ટાંપી રહ્યો હતો તેને રાત્રે જરા પણ નિદ્રા આવતી ન હતી. તે ઉંઘમાંથી વખતે વખતે ચમકી ઉઠતો હતો, અને 'લાવ મારી તલવાર' અથવા 'આ દુષ્ટ લોકોના કાપી ટુકડા કરી નાંખો' એવી તરેહની ચીસ પાડી ઉઠતો. તેને સ્વપ્નાં પણ એ જ બાબતનાં આવતાં; અને તેમાં તે મુસલમાન સાથે યુદ્ધ કરતો હતો. મનની આવી સ્થિતિમાં તે એક દહાડો ધર્મશાળામાંથી જતો રહ્યો.

૩. આ વખતે આખા હિંદુસ્તાનના રાજાઓ અલાઉદ્દીનનું નામ સાંભળીને થરથર કાંપતા હતા. તેણે તથા તેના સરદારોએ સઘળે એવો ત્રાસ બેસાડ્યો હતો કે

પાદશાહની સામા કોઇની માથું ઉપાડવાની હિમ્મત ચાલતી ન હતી. મલેક કાફુરે દક્ષિણમાંના કેટલાએક રાજાઓ ઉપર ખંડણી બેસાડી હતી તે તેઓ ચુપકીથી તથા વગર હરકતે આપ્યા જતા હતા. દેવગઢના રાજા રામદેવની જે અવસ્થા થઈ તે ઉપર બતાવ્યું છે. તેણે મરતાં સુધી ખંડણી આપ્યાં કીધી, પણ તેના મુઆ પછી તેની ગાદી ઉપર શંકરદેવ બેઠો. તે અને તેનો ભાઇ ભીમદેવ બન્ને ઘણા શૂરા અને પરાક્રમી હતા તથા આ ખંડણી આપવી એ તેઓને કડવું ઝેર જેવું લાગતું હતું. ક્ષત્રિય થઇ તાબેદારીમાં પડી રહેવું તેના કરતાં તો મરવું સારૂં, એવો તેનો અભિપ્રાય હતો. તેની આસપાસ જે સામતો હતા તે પણ એ જ મતના હતા. માટે લડવાની સઘળી તૈયારી કરી તેણે ખંડણી આપવાની બંધ કીધી.

૪. મલેક કાફુરે જ્યારે આ વાત જાણી ત્યારે તેણે તે પાછી લેવાની શરૂ કરવાનું પાદશાહને વચન આપ્યું. કાફુરની વાત સાંભળીને પાદશાહ ઘણો ખુશ થયો અને તુરત એક મોટું લશ્કર તૈયાર કીધું. ઇ. સ. ૧૩૧૨માં મલેક કાફુર દિલ્હી છોડી નીકળ્યો.

૫. એક દહાડો શંકરદેવ, ભીમદેવ તથા તેના શૂરા સરદારો દરબારમાં બેઠા હતા તે વખતે એક જાસુસ ઘણી ઝડપથી હાંફતો હાંફતો ત્યાં આવ્યો અને રાજાને પગે પડી બોલ્યો, "મહારાજ, દિલ્હીપતિ સુલતાને એક મોટું લશ્કર તૈયાર કીધું છે અને તે લઇને કાફુર આપણી તરફ આવે છે. મેં તે લશ્કર આવતું જોયું, તે મહારાજને ખબર

કરવાને આવ્યો છું, માટે સાવચેત રહેવું અને તૈયારી કરવી હોય તો કરી મુકવી."

૬. આ વાત સાંભળીને રાજાના ચહેરા ઉપર કાંઈ પણ ફેરફાર થયો નહીં. તેને એ પ્રમાણે થશે એવી આશા જ હતી અને એમ થવાથી તે ઉલટો ખુશ દેખાયો. તે જાણતો હતો કે અત્યાર સુધી જે તેઓની હાર થઈ છે તેનું મુખ્ય કારણ તેના બાપ રામદેવની નામરદાઈ હતી. તેનો જય થશેજ એવો તેને પક્કા ભરોંસો હતો. તેણે તે જાસુસને કેટલુંએક ઈનામ આપવા માંડયું, પણ તે હાથ જોડીને બોલ્યો, "મહારાજ, મેં એ કામ ઇનામને વાસ્તે કીધું નથી. હું તમારૂં શુભ ઇચ્છનાર છું, હું તમારૂં તેજ વધારે જોવાને ચાહું છું અને એ મ્લેચ્છ લોકોનો નાશ થાય એ જોવાને હું ઘણો આતુર છું. માટે મહારાજ, એક મારી વિનંતિ કબુલ રાખવી જોઇએ. મને શસ્ત્ર વાપરવાનો મહાવરો છે. હું ઘણીએક વાર એ દુષ્ટ લોકો સાથે લડયો છું અને હજી વધારે તેઓની સાથે લડવાની મને ઘણી હોંશ છે. એ ચંડાળ લોકોએ મારૂં ઘર પાયમાલ કીધું છે તેનું તેઓના ઉપર મારે સખ્ત વેર લેવું છે, માટે જો કૃપા કરીને મને થોડાં માણસોની સરદારી સોપશો તો હું કેવી રીતનો માણસ છું તથા કેવી રીતે લડી શકું છું તે હું બતાવી આપીશ. મહારાજ, કાંઇ આંચકો ખાતા ના. હું ઘરડો દેખાઉં છું; મારૂં શરીર ગળી ગયલું છે તથા મારામાં કમ જણાતો નથી. પણ એ સઘળું મારા ઉપર પડેલી વિપત્તિને લીધે થયું છે. મારો બહારનો દેખાવ ગમે તેવો હોય તોપણ મારૂં મન હજી અશક્ત થયું નથી.

મારામાંથી હજી શૂરાતન ગયું નથી. મારા અંતઃકરણનો જુસ્સો હજી હોલવાયો નથી. મેં ઘણીએક લડાઇઓ જોઇ છે, માટે મારી અરજ જો કબુલ કરશો તો મારા ઉપર કૃપા થશે."

૭. શંકરદેવને તેનો ચહેરો જોઇને અને તેને આવું બોલતાં સાંભળીને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને તે ખરેખરો બહાદુર માણસ હશે એમ જાણીને તેને એક હજાર સવારની સરદારી આપી. પછી તેણે લડાઇ કરવાની તૈયારી કરવા માંડી. પોતાના રાજ્યમાંથી લડનારાં માણસો એકઠાં કીધાં, લડવાનાં શસ્ત્રો તૈયાર કીધાં, શહેરનો કોટ સમરાવ્યો, શહેરમાં ઘણુંએક અનાજ એકઠું કીધું અને રોજ રોજ સિપાઇઓને હિમ્મત આપવાને તથા શૂર ચડાવવાને પ્રયત્ન કરવા લાગ્યો. પણ એ સિપાઇઓએ મુસલમાનોના હાથથી ઘણીએક વાર માર ખાધેલો હતો, તેઓએ મ્લેચ્છ લોકો ઉપર કોઇ દહાડો પણ જય મેળવ્યો ન હતો, માટે તેઓ ઘણા ત્રાસ પામી ગયા હતા. આવતી લડાઇના વિચારથી તેઓ છેક કાયર થઇ ગયા હતા. પોતાનું મોત નક્કી આવ્યું એમ તેઓની ખાતરી હતી, માટે કેટલાએક સિપાઇઓની લડવાની બીલકુલ ખુશી ન હતી. પણ જ્યારે રાજાએ તેઓને લડવાને બોલાવ્યા ત્યારે તેઓને આવ્યા વિના ચાલ્યું નહીં. તેઓ આવ્યા તો ખરા, પણ લડાઇનો જલદી જ અંત આણવો એવો તેઓનો નિશ્ચય હતો. તેઓમાંથી એક સિપાઈ આગળ આવી બોલ્યો, કે રાજાને ઠાર મારવો એટલે લડાઈનું બી બળી જશે અને મલેક કાપુર આવે ત્યારે નવા રાજા પાસે ધારા પ્રમાણે ખંડણી અપાવવી, એટલે લડાઈનું કારણ રહેશે નહીં.

સિપાઈની આ વાત સાંભળી પહેલાં તો કેટલાએક ચમકયા; કેટલાએક તો સ્થિર ઉભા રહ્યા; કેટલાએકે તે વાત તેઓને પસંદ પડી હોય તેમ ખુશી બતાવી અને કેટલાએક તે દુષ્ટ વાત સાંભળીને એવા તો ગુસ્સે થયા કે તેઓ તે સિપાઈનું માથું કાપી નાખવા જતા હતા, પણ બીજા બધાએ તેમ કરતાં તેમને રોકયા. સઘળાઓ વિચાર કરવા લાગ્યા અને કાંઈ પણ ઠરાવ કીધા વિના પોતપોતાને ઘેર જતા રહ્યા.

૮. બીજે દહાડે સઘળું લશ્કર ધારા પ્રમાણે દરબાર આગળના ચોગાનમાં એકઠું થયું. તેઓ માહોમાંહે જુદી જુદી જાતની યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. કેટલાએક પોતાના ઘોડાને કાવો ફેરવતા હતા, કેટલાએક તેઓને આગળ પાછળ દોડતા શીખવતા હતા, કેટલાએક બુઠ્ઠા ભાલાવડે જુઠું યુદ્ધ કરતા હતા, કેટલાક તલવારના પટા ફેરવતા હતા અને કેટલાએક નિશાન માંડીને તે ઉપર તીર મારવાનો મહાવરો કરતા હતા. એ પ્રમાણે ત્યાં કામ ચાલી રહ્યું હતું તે વખતે શંકરદેવ રાજા પોતે એકલો, પગે ચાલતો ત્યાં આવ્યો. તેની પાછળ પાછળ તેનો નવો રાખેલો સરદાર ચાલ્યા જ કરતો હતો. રાજાને જોઇને આગલી રાત્રે કીધેલો વિચાર તેઓને યાદ આવ્યો. પણ જ્યારે તેઓની નિમકહલાલી ઉપર પક્કો ભરોંસો રાખી તેને આવતો જોયો ત્યારે તેઓના મનમાંથી સઘળો ગુસ્સો નરમ પડી ગયો, અને તેની સાથે મરવું અથવા જીવવું એવી સૌને પ્રેરણા ઉત્પન્ન થઈ. પણ એ પ્રમાણેની અસર સઘળાને સરખી થઈ નહીં. કેટલાએક નામરદ હતા તેઓને રાજાને આવતો જોઇને વધારે બળતું લાગ્યું અને ધારેલો વિચાર અમલમાં લાવવાનો

વખત પાસે આવ્યો, એમ જાણી ઘણી ખુશી થઈ. સિપાઈઓમાં ધારા પ્રમાણે કામ ચાલ્યું. એટલોજ તફાવત દેખાયો કે તેઓ સઘળાનાં મન આકુળવ્યાકુળ દેખાયાં. તેઓ નિશાન વારે વારે ચુકી જતા હતા. સિપાઈઓથી રાજાની સામું નજર ફેરવીને જોઈ શકાતું ન હતું અને રાજાએ છેવટ જતી વખત થોડુ એક ભાષણ કીધું ત્યારે હમેશની પેઠે તેઓ સઘળા જયનાદ પાડી ઉઠ્યા નહીં. જેઓનાં મનમાં શૂર ચડ્યું તેઓ તો બોલી ઉઠ્યા, પણ કેટલાએક મૂંગા રહ્યા અને નીચું જોઈ ગયા. રાજાને એ સઘળું જોઈને નવાઈ જેવું તો લાગ્યું, પણ કાંઈ બોલ્યા વગર તથા તે ઉપર કાંઈ ટીકા કીધા સિવાય તેણે પાછા ફરવાની તૈયારી કીધી. પણ એટલામાં એક સિપાઈ કાંઈ જાહેર કરવા આવતો હોય એમ ધીમેથી રાજાની પાસે આવ્યો તેણે કેટલાંએક કારણો બતાવી પાછા ઘેર જવાની રજા માગી; અને રાજા જવાબ દેવા જાય છે એટલામાં એક કટાર તે ચંડાળ સિપાઈએ રાજાના પેટમાં મારી. સારા ભાગ્યે તે વખતે શિયાળાના દહાડા હતા તેથી રાજાએ અંદરથી રૂહાર ડગલો પહેરેલો હતો, તેથી ઘા બરોબર લાગ્યો નહીં, પણ તેના આંચકાથી તે ભોંય ઉપર પડ્યો. લશ્કરમાં હાહાકાર થઈ ગયો, પણ તેઓમાંના કેટલાએક આશ્ચર્યતાથી અને કેટલાએક દુષ્ટ ભાવથી જડભરત જેવા ઉભા રહ્યા, અને તેથી તે ખૂનીને બીજો ઘા મારવાનો વખત મળ્યો. ભોંય ઉપર પડેલા રાજા ઉપર બીજો કારી ઘા પડે છે અને તેના આવરદાનો અંત આવે છે, એટલામાં પાછળથી તલવારનો ઝળકાટ થયો અને તે જ ક્ષણે તે ખૂનીનું માથું ભોંય ઉપર ગબડ્યું અને

'વાહ! વાહ'! 'શાબાશ' 'શાબાશ' એ અવાજ એક છેડેથી બીજા છેડા સુધી ઉઠયો. રાજા પણ ચમકીને બેઠો થયો અને જુએ છે તો પેલો નવો સરદાર હાથમાં તલવાર લઇને ઉભો છે, અને તેનો શત્રુ જમીન ઉપર તરફડતો પડયો છે. આ સઘળું એટલી તો ત્વરાથી બન્યું કે શંકરદેવના મનને એક સ્વપ્ન જેવું લાગ્યું. તે જીવથી બચ્યો, અને તેનો બચાવનાર કોણ? જે તેને ઘરડો ચીમળાઈ ગયેલો દેખાતો હતો તે હમણાં જુદી જ તરેહનો લાગ્યો. તેનું રૂપ એટલું તો બદલાઈ ગયું હતું કે તે આ પૃથ્વી ઉપરનો કોઈ માણસ નહીં, પણ પરલોકથી તેનો જીવ બચાવવાને જ અર્થે આવ્યો હોય એમ તેને લાગ્યું.

૯. તે દહાડેથી રાજા નિરાશ થઇ ગયો. તેની બધી હિમ્મત જતી રહી અને મલેક કાફુર આવે તેને ખંડણી આપવાનું તેને મન થયું. પણ હવે તેનો સલાહકારક જુદો હતો. જેણે તેનો જીવ બચાવ્યો તે તે દહાડાથી તેનો ઘણો માનીતો થઇ પડયો હતો. તેણે તેને પોતાથી ઉતરતો જ હોદ્દો આપ્યો હતો. તેની પાસે તે નિરંતર રહેતો હતો અને તેના ઉપર રાજાનો એટલો બધો પ્યાર બંધાઇ ગયો હતો તથા તેના વિચાર તથા મસલતને તે એટલું બધું માન આપતો હતો કે તેને પૂછયા સિવાય તે કાંઇ પણ કામ કરતો નહીં. આ નવો માનીતો પુરુષ રાજાને લડાઈ કરવાને નિરંતર બોધ કર્યા કરતો હતો. ક્ષત્રિય થઇને મ્લેચ્છને ખંડણી આપવી એ કરતાં મરવું સારૂં, એમ તેના મનમાં રાત દહાડો ઉતાર્યો કરતો હતો, અને તેથી રાજાની હિમ્મત ટકી રહી હતી. એક અઠવાડીયું ગયા પછી એક સવારે

શહેરમાં હાહાકાર થઇ રહ્યો. ગામડાનાં લોકો શહેર
દોડતાં આવ્યાં, અને તેઓ ખબર લાવ્યાં કે મુસલમાનો
એક ભારે લશ્કર આવે છે. શંકરદેવે આ ખબર સાંભળતાં
સઘળાં માણસોને એકઠાં કીધાં. પોતે બખ્તર તથા શ
સજી પોતાના કુટુંબની રજા લઇને નીકળ્યો. ભીમદેવ પ
તેની સાથેજ હતો અને પેલો નવો રાખેલો સરદાર ચ
હમણાં તો રાજાનો માનીતો નનામો પુરુષ પણ રાજા
પાસે હતો. રાજા લશ્કર સહિત શહેરથી કેટલેક દૂર જ
એક સારી જગાએ ઉભો રહ્યો.

૧૦. મુસલમાનોના લશ્કરને પણ આવતાં કાંઇ વ
લાગી નહીં. તેઓએ જ્યારે રાજાનું લશ્કર લડાઇ કરવા
ગોઠવાયલું જોયું ત્યારે તેઓને ઘણોજ આનંદ થયો, અ
હવે થોડી વારમાં તે લશ્કરના કડકેકડકા કરી નાખીશું,
ખુશીથી તેઓએ એક મોટી ચીસ પાડી. તેના જવાબ
રજપૂતોએ પણ કિકિયારી કીધી, પણ તેમાં શત્રુના જેટલ
જુસ્સો જણાયો નહીં. રાજાનો ચંદ્ર સારો નથી એ પ્રમા
વહેમ સઘળે પથરાઇ રહ્યો હતો, અને તેથી તેઓ
લડવા માટે જરાએ હોંસ ન હતી. થોડીવારમાં મુસલમા
લશ્કરે હુમલો કીધો. "અલ્લાહુ અકબર" એ બુમ સઘ
પથરાઇ ગઇ. તેઓએ પહેલવહેલાં જ તેઓનો જુસ્સ
બતાવ્યો, પણ રજપૂત તથા મરાઠા હજી એવા બાયલા થ
ગયા ન હતા કે પહેલા જ સપાટામાં હારે. તેઓએ ઘ
ધીરજથી લડાઈ કરીને મુસલમાનોને પાછા હઠાવ્યા. રજપૂ
સૈન્યમાં પણ રણસંગ્રામનાં વાજીંત્ર વાગી રહ્યાં હતાં. તેઓ
ઘોડા ખંખારતા હતા, માણસોમાં ખૂન ભરાઈ ગયું હ

અને ઘણો શોરબકોર થઈ રહ્યા હતો. બીજી વાર મુસલમાન લોકોએ હુમલો કીધો અને આ વેળા તેઓએ ધસારો ઘણા જોરથી કીધો. પણ રજપૂતો એક પત્થરના કોટની પેઠે ઉભા રહ્યા હતા તેને ભેદીને તેઓથી પાર જવાયું નહિ. તીરથી વાદળ છવાઇ ગયું, તલવારનો ઝળકાટ થઇ રહ્યો અને તેઓ જ્યારે એકએકની સાથે અથડાતી ત્યારે વિજળીની પેઠે ચમકારા થતા હતા. ભાલા લશ્કરમાં ઉછળતા હતા અને ક્ષણે ક્ષણે ઘણાએક અભાગિયા માણસો ભોંય ઉપર પડતા હતા. સઘળા રજપૂત સિપાઇઓ પહેલા નિરાશ થયલા જણાતા હતા તોપણ આ યુદ્ધપ્રસંગે તેઓ સિંહની પેઠે લડ્યા. તેઓએ પોતાનું નામ સાર્થક કીધું. તે સઘળાઓમાં ત્રણ માણસોનું શૂરાતન વધારે દેખાઈ આવતું હતું. એક તો શંકરદેવ રાજા, જેણે બહાદુરીનાં અનેક ચમત્કારિક કામો કીધાં. તેને મારવાના ઘણાએક માણસોએ પ્રયત્ન કીધા, પણ તે સઘળા નિષ્ફળ ગયા અને તેઓએ પોતાનો જીવ ખોયો. બીજો ભીમદેવ; તેણે પણ આ લડાઇમાં મહેનત કરવામાં કાંઈ કસર રાખી નહીં. પોતાનું શરીર અમર હોય એમ તે અગાડી ઉભો રહ્યો હતો. તેના ઉપર તીરનો વરસાદ વરસતો હતો અને તે શી રીતે જીવતો રહ્યો એ જ આશ્ચર્યકારક હતું. પણ સઘળાથી પેલા રાજાના નવા સરદારની બહાદુરી જોવાલાયક હતી. તેનો આ વખતને વાસ્તે જ નવો અવતાર થયો હોય એમ જણાતું હતું. તેનું શરીર જે પહેલાં અશકત દેખાતું હતું તેમાં હમણાં જાણે રાક્ષસે પ્રવેશ કીધો હોય એટલું તેનામાં બળ આવ્યું હતું. તે દુશ્મનના લશ્કરમાં ઘણોજ સંહાર કરતો

જતો હતો અને રાજાની હમેશાં પાસે રહીને તેણે તેનો કેટલીએક વાર જીવ ઉગાર્યો હતો. તેના શરીરમાં કેટલાએક ઘા વાગ્યા હતા; પણ તેના જુસ્સાના આવેશમાં તેને કાંઈ જણાતું ન હતું. મરવું એજ ઠરાવ કરીને તે લડતો હતો. પોતાના સરદારોને તથા રાજાને યુદ્ધ કરતા જોઈને સિપાઈઓને પણ ઘણું શૂર ચઢયું હતું. અને તેઓ મરણીઆ થઈને કતલ કર્યા જતા હતા.

૧૧. મુસલમાન સિપાઈઓએ આગળથી એવું ધાર્યું ન હતું કે હિંદુઓ આટલી બહાદુરીથી લડશે. તેઓ સહેલથી ફતેહ મેળવવાનું ધારતા હતા, માટે તેઓનો આગ્રહ જોઈને તેઓ ઘણા નાઉમેદ અને જરા નાહિમ્મત થયા. જેમ જેમ તેઓની હિમ્મત ઓછી થતી ગઈ તેમ તેમ હિંદુઓનો જુસ્સો વધતો ગયો, અને તેઓએ એવા જોરથી એક ધસારો કીધો કે મુસલમાનો ગભરાયા અને તેઓમાં એકાએક ત્રાસ પેઠાથી સઘળા નાસવા લાગ્યા. મલેક કાફુરે તેઓને અટકાવવાને ઘણી મહેનત કીધી, પણ તે સઘળી વ્યર્થ ગઈ. જ્યારે તેઓ એક કોશ સુધી ગયા, ત્યારે તેઓને કાફુરે ઘણી મુશ્કેલીથી અટકાવ્યા અને તેઓની નામરદાઈ ઉપર ઘણા ઠોક પાડયા. પણ સિપાઈઓની હવે લડવાની હિમ્મત રહી નહીં. તે વખતે મલેક કાફુરે એક નવી તદબીર કીધી. તેણે તેઓના ધર્મના વિચાર જાગ્રત કીધા અને એક કુરાન ફાડી નાંખીને તેની જુદી જુદી આયતો નિશાન ઉપર ચોડી, અને એ પ્રમાણે ખુદાતાલાના રક્ષણ નીચે છીએ, અને હવે કોઈ પણ શત્રુ આપણી આગળ ટકી શકશે નહીં એવું પોતાના માણસોને સમજાવીને તેણે તેઓને નવી હિમ્મત

આપી. આ ઉપાય સફળ થયો, તેની ધારેલી અસર થઈ. સિપાઈઓને પાછું શૂર ચઢયું અને તેઓ પાછા ચાલ્યા. જ્યારે તેઓ હિંદુઓની પાસે આવ્યા, ત્યારે મલેક કાફુરે નીચા વળીને રસ્તા ઉપરથી થોડીએક ધુળ લીધી, અને એક આયત ભણી હિંદુઓની તરફ ફેંકી તે બોલ્યો, "દુશ્મન પાયમાલ હોજો." એટલું બસ થયું. મુસલમાનોએ ત્યાર પછી એવો તો ધસારો કીધો તથા એવા જોરથી લડયા કે હિંદુઓથી ટકાયું નહીં. તેઓની હાર તુટવા માંડી અને થોડીવારમાં તેઓમાંનાં એટલાં તો માણસ કપાઇ ગયાં કે તેઓના મનમાં ત્રાસ પેસી ગયો, અને તેઓએ પાછાં પગલાં ભરવા માંડયાં. તે વખતે શંકરદેવે નીકળીને બુમ પાડી કે 'નાનશે તે બાયલો, હીચકારો તથા તેની સાત પેઢીને એબ લગાડનાર સમજવો; માટે આ ઠેકાણે મરવું કે જીતવું.' પણ હવે તો માર ઘણો સખ્ત પડવા લાગ્યો. ઘણા સરદારો પડ્યા. સિપાઈઓનો તો મરવાનો સુમાર ન રહ્યો. મલેક કાફુરનો વિચાર રાજાને મારવો અથવા જીવતો પકડવો એવો હતો, અને તે કારણથી રાજાના ઉપર ઘણાએક હુમલા થતા હતા. પણ તેણે પોતાની તથા પોતાના માનીતા સરદારની બહાદુરીથી એ સઘળાને હઠાવ્યા. તેની તરફના કેટલાએક સિપાઇઓએ નાસવા માંડયું અને તેનો ચેપ બીજાઓને લાગ્યો. લશ્કરમાં ભંગાણ પડી ગયું. શંકરદેવ તેઓની ફરીથી વ્યવસ્થા કરવા લાગ્યો પણ કાંઇ ફાવ્યું નહીં. સઘળી તરફથી સિપાઈઓ નાસવા લાગ્યા. તે વખતે બે ત્રણ પઠાણો આગળ ધસ્યા અને તેઓએ રાજાને પકડયો; પણ એટલામાં પાછળથી એક તલવારનો ઘા પડયો, અને એક પઠાણનું

માથું હેઠે ભોંય ઉપર ગબડયું. પણ તે અરસામાં બીજા પઠાણે પાછળ ફરી એક ભાલાના ઘાથી તેના સોબતીના મારનારને ભોકી દીધો અને તેનો અંત આણ્યો એ પ્રમાણે રાજા જીવતો પકડાયો; ભીમદેવ ઘાયલ થઈ ભોંય ઉપર પડયો. બધું લશ્કર નાસવા લાગ્યું; અને રાજાનો માનીતો શૂરો સરદાર પઠાણના ભાલાના ઘાથી જમીન ઉપર તરફડતો પડયો.

૧૨. પણ તેનાં તરફડીયાં થોડીજ વાર રહ્યાં. થોડી વારમાં આ ઘાયલ થયલા તથા કોચાઈ ગયલા શરીરમાંથી તેનો અમર વસનાર ઉડી ગયો અને તેના સર્વ શક્તિમાન પેદા કરનારની હજુરમાં ઉભો રહ્યો. એ પ્રમાણે ગુર્જર દેશના છેલ્લા રજપૂત રાજા કરણ વાઘેલાનો અંત આવ્યો. વનરાજ, સિદ્ધરાજ, કુમારપાળ અને એવા શૂરા રજપૂત રાજાઓની ગાદીએ બેસનાર કરણ રાજા એ પ્રમાણે માર્યો ગયો, અને તેની સાથે ગુજરાતનું રજપૂત રાજ્ય ડુબી ગયું તે ફરીથી પાછું ઠેકાણે આવ્યું નહીં. વાંચનારાઓ, આ કરણના શબ ઉપર થોડાં થોડાં આંસુ પાડો. તેના મોત પછી ગુજરાત રંડાયું; તે પારકા દેશના મ્લેચ્છ લોકોના હાથમાં ગયું; તેના ઉપર પરદેશી જંગલી લોકોનો જુલમ પડવા લાગ્યો. મહમ્મદ બેગડા અને એવા બીજા અમદાવાદના પાદશાહોએ તેની ઘણી ખરાબી કીધી. મરેઠા લોકોએ તેની ઉપર અતિશય લુંટફાટ કીધી, દેશમાં નાના બંડિયા રાજાઓ થઈ ગયા અને એ પ્રમાણે ગુજરાતની છેક દુર્દશા થઈ. ગુજરાતનું સ્વતંત્ર રજપૂત રાજ્ય આ પ્રમાણે લય પામ્યું; ગુજરાતનો મહિમાના વખત પૂરો થયો, તેની ઠેકાણે

ઠેકાણે ભાંગીતુટી નિશાની માત્ર રહી ગઇ છે. હજી સિદ્ધપુરની રુદ્રમાળા, પાટણનું સહસ્રલિંગ તળાવ અને બીજી ઈમારતો એ ગયલા દહાડાની સાક્ષી પૂરે છે તથા રજપૂતોની એક વાર થયલી ચઢતી કળા દેખાડી આપે છે. પણ એ વાત બન્યાને આજે લાંબી મુદ્દત થઇ છે. કરણ વાઘેલાના મોત પછી આજે સાડી પાંચસે વર્ષ વહી ગયાં છે. તે વખતના અને હમણાંના રજપૂતોમાં ઘણો ફેર પડી ગયો છે. તે રજપૂતો ને મુસલમાનો અને મરેઠાઓ ક્યાં ગયા? તેઓની હમણાંની અવસ્થા જુઓ. હમણાં એદી, અફીણી, નિર્બળ, અક્કલહીન રજપૂતો તે વખતના શૂરા, જોરાવર ને બુદ્ધિમાન રજપૂતોના વંશના છે, એમ કોણ માનશે? હમણાંના ભૂખે મરતા, અશક્ત, અજ્ઞાન મુસલમાનો તે વખતના મુસલમાનોની ઓલાદના છે એ માનવું પણ કઠણ પડશે નહીં? અને મરેઠાઓનું પણ નામ જ રહી ગયું છે. તેઓ સઘળા પશ્ચિમ તરફના ગૌર વર્ણના માણસોના હાથ નીચે દબાઇ ગયા છે. ભાટ, ચારણ અને બીજા રાજ્યદરબારને લગતા લોકો પણ પહાડ અને જંગલમાં ભટકતા માલમ પડે છે. અંગ્રેજના એક છત્ર નીચે સઘળું ગુજરાત આવી રહ્યું છે. પણ પરમેશ્વરની ઇચ્છાથી એ પ્રાંત પાછો મોટો થશે; પાછું કોઇ જુદીજ રીતનું નામ કહાડશે; અને વિદ્યા, કળા અને સુધારો સઘળે પથરાઇને આ રળિયામણો પ્રાંત ઇશ્વરની વાડી, લક્ષ્મીનું ધામ તથા સદ્ગુણનું સ્થાન થઈ પડશે. અસ્તુ.

# ગુજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનો

## કુમારમંદિરો માટે

૪-૫ ચાલણગાડી—લેખક શ્રી. ગિરિજાશંકર ભગવાનજી બધેકા. તથા શ્રી. જુગતરામ દવે. નાની કિં. ૦-૧-૬, મોટી કિં. ૦-૩-૦

૧૧ ચણીબોર-(બાળ-કવિતાઓનો સંગ્રહ) પ્રયોજક શ્રી જુગતરામ દવે. મૂલ્ય ૦-૫-૦ (બીજી આવૃતિ)

૧૨ રાયણ- ('ચણીબોર' શીખી આગળ વધેલા માટે કવિતાઓનો સંગ્રહ) સંયોજક-શ્રી. જુગતરામ દવે. મૂલ્ય ૦-૮-૦

૧૫-૧૭ રાષ્ટ્રીય વાચનમાળા-સંયોજક શ્રી છોટાલાલ પુરાણી, ભરૂચ કેળવણી મંડળ. પહેલી ચોપડી મૂલ્ય ૦-૪-૬, બીજી ચોપડી મૂલ્ય ૦-૪-૬.

## કુમાર અને વિનયમંદિરો માટે

૧૬ ઐતિહાસિક વાર્તામાળા-મોગલવંશ-લે. શ્રી. નાજુકલાલ ચોકશી, ભરૂચ કેળવણી મંડળ. મૂલ્ય ૦-૧૨-૦ (બીજી આવૃત્તિ)

* પાઠસંચય ભાગ ૧ લો-સંયોજક શ્રી. નરહરિ દ્વા. પરીખ. (છપાય છે)

* પાઠસંચય ભાગ ૨-૩-સંયોજક સદર. (યોજાયું છે)

## વિનયમંદિરો માટે

૧૮ Poetical Selections for Vinita Examination— સંયોજક શ્રી. બાબુરાવ ગ. ઠાકોર મૂલ્ય ૦-૮-૦

હિંદી તવારીખ-(તુર્ક અને પઠાણ સમયનો ઇતિહાસ) લે. શ્રી. નાજુકલાલ ચોકશી, ભરૂચ કેળવણી મંડળ. (છપાય છે)

* હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારનું રાજબંધારણ અને હિંદી મહાસભાનું બંધારણ-લે. શ્રી. ચુનીલાલ બે. ભટ, ચરોતર કેળવણી મંડળ, આણંદ. (યોજાયું છે)

## વિનયમંદિરો અને મહાવિદ્યાલયો માટે

૧૯ મન્તાખે બાતે ઉર્દૂ-સંપાદક-મૌ. અબુ ઝફર નદવી, ગુજરાત મહાવિદ્યાલય. મૂલ્ય ૦-૪-૦

*૧૪ પૂર્વરંગ-લે. શ્રી. દત્તાત્રેય બા. કાલેલકર અને શ્રી નરહરિ દ્વા. પરીખ. મૂલ્ય ૧-૦-૦

પ્રાચીન સાહિત્ય-શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરના લેખોના અનુવાદક શ્રી. મહાદેવ દેસાઈ તથા નરહરિ પરીખ. મૂલ્ય ૦-૧૨-૦ (પુરાતત્વ મંદિર)

## મહાવિદ્યાલયો માટે

*૩, ૬, ૧૩, સંપત્તિશાસ્ત્ર ભાગ ૧થી ૪. પ્રો. કાળે કૃત મરાઠી પુસ્તકનો અનુવાદ. મૂલ્ય ભાગ ૧, ૦-૩-૦, ભા. ૨. ૦-૮-૦ ભા. ૩-૪. ૧-૪-૦.

૮ Poetical Selectons for Prathama Examination સંયોજક-શ્રી. બા. ગ. ઠાકોર, ખા. પે. સીપાહીમલાની અને વાલજી ગો. દેસાઇ. મૂલ્ય ૦-૮-૦

૯ પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા-લે. શ્રી. રા. વિ. પાઠક. મૂલ્ય ૨-૦-૦

*૧૯ ગોવિન્દગમન—સંપાદક-શ્રી. રા. વિ. પાઠક અને ન. દ્વા. પરીખ. મૂલ્ય ૦-૫-૬

*૨૦ હિન્દી રાષ્ટ્રીય ખર્ચ લે. શ્રી. ખુશાલ ત. શાહ અધ્યાપક, મુંબાઈ યુનિવર્સિટી. મૂલ્ય ૦-૮-૦

૨૧ Prose Selections for the Prathama Examination-સંયોજક શ્રી. બા. ગ. ઠાકોર. રૂ. ૧-૪-૦

*આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા—ગુજરાત મહાવિદ્યાલયના અધ્યાપકોના વ્યાખ્યાનોનો સંગ્રહ. મૂલ્ય છીંટની પટ્ટી રૂ. ૨-૦-૦, ચામડાની પટ્ટી રૂ. ૨-૮-૦ (પુરાતત્ત્વ મંદિર)

---

* આ નિશાનીવાળાં પુસ્તકો સર્વને વાચવા જેવાં છે.

पाली पाठावली–સંયોજક મુનિ શ્રી જિનવિજયજી મૂલ્ય. ૦–૧૨–૦
(પુરાતત્ત્વ મંદિર)

प्राकृत कथा संग्रह–સંયોજક સદર મૂલ્ય. ૦–૧૨–૦ (પુરાતત્ત્વ મંદિર)

उपनिषत् पाठावली–સંયોજક શ્રી. કાલેલકર. મૂલ્ય ૦–૧૧–૦
(પુરાતત્ત્વ મંદિર)

अभिधम्मत्थसंगहो–સંપાદક શ્રી. ધર્માનંદ કોસંબી. મૂલ્ય ૨–૦–૦
(પુરાતત્ત્વ મંદિર)

પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ–સંપાદક પં. બેચરદાસ જીવરાજ
(છપાય છે)

वैदिक पाठावली–(છપાય છે)

## અધ્યાપકો માટે

૧ સ્વતંત્ર બાળ શિક્ષણ–મૉન્ટેસોરી વિષે શ્રી. ગિરિજાશંકર બધેકાનું વ્યાખ્યાન મૂલ્ય ૦–૩–૦

૨ બાળવાર્તાઓ પર વ્યાખ્યાનો–વ્યાખ્યાતા શ્રી. ગિરિજાશંકર બધેકા તથા શ્રી. કાલેલકર મૂલ્ય ૦–૩–૦

૩ गणितकी परिभाषा–કર્તા શ્રી. હરિહર પ્રા. ભટ્ટ. મૂલ્ય ૦–૪–૦

## પુરાતત્ત્વના અભ્યાસીઓ માટે

अभिधानप्पदीपिका–પાલી ભાષાઓનો શબ્દકોશ (છપાય છે)

जिन चरितम्–(છપાય છે)

બુદ્ધલીલાસાર સંગ્રહ–લે. શ્રી ધર્માનંદ કોસમ્બી મૂલ્ય ૨–૮–૦

આર્યોના તહેવારોનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ–લે. શ્રી. 'ઋગ્વેદી' મૂલ્ય ૩–૮–૦

ગુજરાતી તથા હિંદી સારાં પુસ્તકોની એક યાદી વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલી છે. મૂલ્ય અનુક્રમે ૦–૧–૦ અને ૦–૦–